3048

उदेपूरना महाराणा

# राजसिंह ने विमळदेवी.

## नाटक पंचांकी.



मोरबी आर्यसुबोध नाटक मंडळीने माटे

रचिने प्रसिद्ध करनार

## वाघजी आशाराम ओझा.

(આવૃતિ ૧ લી.)


## અમદાવાદમાં

મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રીંટીંગ અને જનરલ
એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યું.

સંવત ૧૯૪૩. સને ૧૮૮૭.

કિમ્મત રૂ૧-૦-૦.



(સર્વ હક કર્તાએ સ્વાધીન રાખ્યાછે.)

# અર્પણપત્રિકા.

નેકનામદાર મહારાજાધિરાજ ઠાકોર સાહેબશ્રી,

## मानसिंहजी बहादूर

પાલીતાણા.

વિજ્ઞપ્તિ કે:—

આ ગ્રંથાર્પણના સંબંધમાં જે કવિતા આપ નામદારની સમક્ષ આજ નાટક ભજવતી વખતે ગાવામાં આવેલી હતી, તેજ અહીં ઘણી પ્રિતિ પૂર્વક ટાંકું છું:—

**राग कल्याण.**

(શ્રીજગતપતિ પ્રભુ આપ સન્મતિ) એ રાહ.

નૃપ માનસિંહજી, છો ક્ષત્રી સિંહ તમો;
અવર સિંહનું ચરિત્ર, અરપું છું અમો. નૃપ. ટેક.
સિંહ ચરિત્ર તણું તો અરપણ, સિંહ પુરૂષને થાય;
અવરં પુરૂષ એ રસ નવ ઝીલે, વિના વીરની કાય. નૃપ.
ખરા ક્ષત્રિના અંકુરોની, છતી વદન પર છાપ;
ઉદારતા ગંભીરતા કરૂણા, આદિ ગુણ અમાપ. નૃપ.
અભીમાન શૂર સ્વદેશ હિતમાં, રજપૂત કુળ અભિમાન;
માનવંત નૃપ માનસિંહજી, માનવી માન પિછાન. નૃપ.
મહદ પુરૂષનું દ્રવ્ય માન છે, જાણો નિરભિમાન;
કરે પરિક્ષા કદરદાન નૃપ, માનસિંહ ગુણવાન. નૃપ.
ક્ષત્રિ પૂર્વજ જે જે કૂળમાં, થયા પ્રતાપી શૂર;

ચરિત્ર તેનાં સાંભળવાની, ખરી ખાંત છે ઉર. નૃપ.
ગૌપાલક દ્વિજ રક્ષણને, શરણાંગત રક્ષક આપ;
ક્ષત્રિ નરનો પ્રાચીનકાળે, કેવો હતો પ્રતાપ. નૃપ.
સાથે રાખી ફરતા શૂરા, શરમ શીર શમશેર;
નામ નીરને સાચું ગણતા, વડું વાળતા વેર. નૃપ.
રણમાં પગ નવ પાછો દેતા, યુદ્ધ શ્રવણથી શૂર;
રોમ રોમ ધક ચોમ રૂંવાડી, અવળી ચાલે ઉર. નૃપ.
એવા મેવાડી વીરોમાં, હીરા હતા અપાર;
શૂરાતન સાંભળતાં જેનું, છુટે છે કંપાર. નૃપ.
તે અંકુરનાં બીજ રહ્યાં છે, માનસિંહ તમમાંય;
ગુણીયલ ગોહિલવંશી નરવર, ખરી વીરની કાય નૃપ.
કળાવંત છો કળા પરિક્ષક, કળા કસોટીકાર;
કળા નિપુણ નર માનજ મોટું, પામેછે તમ દ્વાર. નૃપ.
એ સદગુણો દેખી મોહ્યું, મહીપતિ મારૂં મન;
આપ યોગ્ય જાણું અરપણ આ, રાજસિંહ રાજન. નૃપ.
પાય તખ્ત પાલીતાણા પર, અવિચળ ગાદી આપ;
દિન દિન કિર્ત્તિ જગમાં જામો, સત્તા તેજ પ્રતાપ. નૃપ.
આશ્રય સદાય આપો સ્થાપો, ગ્રંથો ગુર્જર માંય;
કથા નાટકો કવિ જનોને, મયુર મેઘવત્ રાય. નૃપ.
સુખી કુટુંબ સરવદા સઘળું, દીર્ઘાયુ દ્યો ઈશ;
જય પામો નૃપ માનસિંહજી, એ પૂરણ આશીષ. નૃપ.
આશ્રય આપે આપ્યો, એકી વખતે ગ્રંથ છપાય;
આભારીછું અતી આપનો, તે માટે હે રાય. નૃપ.

વા. આ. ઓઝા.

ગ્રંથકર્ત્તા.

# પ્રસ્તાવના.



ભરતખંડમાં ઘણા ક્ષત્રિ રાજવંશીઓ થઈ ગયાછે, ઘણાની તવારીખો આજ આપણે વાંચીયેછીએ, ઘણાનાં પરાક્રમો વાંચી તાજુબ થઇએછીએ, પણ એક મેવાડ ભૂમીના વીરનાં ચરિત્રથી તો અવધી છે !! જેમાં ઘણુંકરીને સમગ્ર ગાદીપતિઓનાં ચરિત્ર એક એકથી ચડીઆતાંછે, એ ભૂમિમાં ઉછરેલું ગમે તે જ્ઞાતિનું મનુષ્ય બાળક એક સિંહનુંજ બચ્ચું જોવામાં આવ્યુંછે, અને તેવુંજ પરાક્રમ તેણે બજાવ્યુંછે, જાણે કેમ જગત્કર્તાએ સૃષ્ટિ રચતાં શૂરાતન, ધર્મટેક અને દેશાભિમાનના અંકુરનાં રજકણ એકઠાં કરી મેવાડભૂમિનો પ્રદેશ નિપજાવ્યો હોય ! ખરેખર રાયથી તે રંક સુધીનું ઉગ્ર લોહી એવાં પરમાણું પ્રત્યક્ષ સિદ્ધ કરી આપેછે. ભરતભૂમિના ઘણા પ્રદેશો તથા ઘણાં પરાક્રમી પુરૂષોનાં નામ આપણે સાંભળીએછીએ. પણ જેવી મેવાડભૂમિ, હલ્દીઘાટ, અરવલ્લીના ડુંગર, હમીરરાણો, રાણાસંગ, જેમલપટ્ટા, લાખમશી ને કુમ્ભોરાણો, રાણા પ્રતાપ ને રાણા રાજસિંહ એ શબ્દના ધ્વનિ કાને પડતાં જે જમામરદી, ટેક, વીરત્વ, ઉદારતા, કરડાઈ અને મહત્તાની અસર અંતઃકરણમાં ઉભી થાયછે, તેવી બીજાનાં નામ શ્રવણથી થોડીજ થતી હશે ! જે વંશના મૂળપુરૂષ રણધીર પ્રતાપી, નીતિ અવતાર શ્રીરામચંદ્રછે, તે વંશમાં આવા ધીરવીર પુરૂષ ઉત્પન્ન થાય તેમાં નવાઇ શી ! આ ભૂમિના શૂરવીરોના સદ્‌ગુણ, સદાચરણ ને શૂરાતનનું વર્ણન કરવા બેસીએતો માત્ર પ્રસ્તાવનામાંજ પુસ્તક આખું પુરૂં થાય એવુંછે, માટે એટલુંજ કહેવું બસછેકે ભરતભૂમિના ક્ષત્રી રાજાઓમાં સર્વથી શ્રેષ્ટ સ્વદેશાભિમાન, સ્વજ્ઞાતિભિમાન, સ્વધર્માભિમાન પરમ પ્રતિપાલન કરવાનું પેહેલે દરજ્જે માન મેવાડભૂમિના મહીપાલોને ઘટેછે.

આ પુસ્તકમાં રાણા રાજસિંહ તથા તેની રાણી વિમળદેવીનું ચરિત્ર નાટક રૂપેછે, તેનો પ્રસંગ સરળ સમજાય માટે તેનો ઉદ્દેશ ટુંકામાં આહીં આપુંછુંકે મારવાડના રાજા જસવંતસિંહને એક અમ-

રસિંહ કરીને ભાઈ હતો, તેને વિમળાદેવી કરીને એક પુત્રી હતી, તે તેનો બાપ ગુજરી જવાથી તેના કાકા જસવંતસિંહના સ્વાધિનમાં જોધપૂર રહેતી હતી, તથા થોડો વખત તેના બાપની જાગીર, જે રૂપનગઢમાં હતી ત્યાં પણ ગુજારતી હતી, તે બાઈ મહા પવિત્ર વિચારની તથા ધર્મશીળ હોવાથી પોતાની આખી જીંદગાની ઇશ્વર-ભક્તિમાં કાઢવા ઇચ્છતી હતી. તેની પાસે તેના પ્રધાનની પુત્રિ કાન્તા કરીને તેની સખી હતી, અને તે કાન્તાની ઘરની છોડી પુ-રંધરી નામે એક ભીલની છોકરી તેની સાથે જનાનામાં જતી આ-વતી. જસવંતસિંહ રાઠોડની એક દીકરી નામે કેશરબા અવલથીજ દીલ્હીના બાદશાહ ઔરંગજેબવેરે આપેલી હતી, એક વખત પુરંધરીને વિમળાદેવી સાથે એક બાબતમાં તકરાર પડતાં તેણે પ્રપંચથી એક કાગળ તેની બેન કેશરબાપર મળવા આવવાની મતલબનો તેના માબાપના નામથી તથા તેમાં વીમળાની પણ મળવા ઘણી ચાહના દર્શાવી લખ્યો; અને એ બહાને કેશરબા મુગલના ઘરમાં હોવાથી વિમલાને તેના પવિત્ર હિંદુધર્માચરણમાં હેરાન કરવાનું ધાર્યું; કાગળ દીલ્હી પહોંચતાં કેશરબા એકદમ તૈયાર થઈ જોધપૂર આવી પહોંચી, વિમળા પણ તે વખતે જોધપૂરે આવી હતી, તેના મનમાં મ્લેચ્છનો તમામ પ્રકારે તિરસ્કારતો હતોજ, તેમાં વળી દૈવજોગે તેને કેશરબાનું મળવું શીવપૂજન વખતે થયું, તેથી કેશરબાને દુર આપેલું આસન મૂર્તિપૂજા વિશે ધર્મચર્ચા ચાલતાં બન્ને બેનો એટલી ચરભડી કે તેમાંથી એક મોટા કજીયાનું રૂપ ઉભું થયું અને તેનું છેવટ પરિણા-મ એ થયું કે કેશરબા રીસાઈ દીલ્હી ચાલી ગઈ અને ત્યાં તેના ખાવીંદ ઔરંગજેબને આડું અવળું સમજાવી તેની બેન વીમળાથી સાદી કરવા તથા રૂપનગઢ જાતે આવી હાથેવાળો મેળવવા કબુલ-કરાવ્યું. અને તે કહેણ જસવંતસિંહે પણ કેટલાંક કારણોથી કબુલ રાખ્યું. જે હકીકત જાણી વિમળાદેવી મહા શોક અને મુંઝવણમાં આવી પડી, અને કાંઈ રસ્તો ન નીકળેતો આત્મઘાત કરવા નિશ્ચય કર્યો. પછી તેની શાણી સખી કાન્તા સાથે વિચાર કરતાં એક રસ્તો નિકળ્યો, કે આ ધર્મસંકટના વખતમાં ક્ષત્રીબાળાને આશ્રય આપે

અને મુગલની દરકાર ન કરે એવો નિડરઅટંકી એક ઉદેપૂરનો રાણો રાજસિંહછે, તેને ગુપ્ત રીતે પત્ર લખી બોલાવવો, એવો ઠરાવ કરી પોતાના પિતાના પરમમિત્ર રામસિંહ કાકાનો મત મેળવી પત્ર લખી તે રાણાને આવવા વિનતી મોકલી, તેપરથી તે શૂરવીર રાણો પોતાના મહારથી વીરશૂર પટાવત્ ચંદાવતને સાથે લઈરૂપનગઢ આવી બાદશાહી પેહેરગીરોને કાપી નાંખી વિમળાનું હરણ કરી ચાલ્યો ગયો. તે દરમ્યાન એક બીજી બાબત એવી બનીકે અજેપાલ કરીને એક ભીલનો રાજા, જે વિમળાને વરેવા મૂળથીજ ઇરાદો રાખતો હતો તથા પુરંધરી મારફત તે મસલત ચલાવતો હતો તે આ સાદીના ધામધૂમમાં દેવીને મંદીરે કોઈ નીમીત્તે ગયેલી બાદશાહની હુરેમ કેશરબાને વિમળા સમજી તેનું હરણ કરી અરણ્યમાં નાશી ગયો પણ દાનાદુશ્મન રાણા રાજસિંહનો મુકામ તે સ્થળની નજદીકમાં હતો, તેણે કેશરબાનો દીન પોકાર સાંભળી આવી પહોચી તે ભીલના દુષ્ટ પંજામાંથી તેને છોડાવી તથા પોતાને મુકામ લઈ આવી નામ ઠામ જાણી તેને મોટા માન મરતબાની સાથે રૂપનગઢ ઔરંગજેબને મુકામે પોતાના ઉમરાવ સાથે મોકલી આપી. આ હરણ થયા બાદ જસવંતસિંહે તેની બીજી દીકરી ઔરંગજેબને આપી, તેનું મન મનાવી વિદાય કર્યા ત્યાં સુધી નાટકનો પ્રસંગ ચાલેછે, જેની અંદર રાણા રાજસિંહની ધર્મટેક, મુગલની મોટી ભયંકર સત્તાની મધ્યમાં ક્ષત્રિ અબળાને આશ્રય આપતાં નિડરપણું, તેની માના શૂરાતનનાં વચન, વિમળાની ટેક, બહાદુરીના પ્રસંગ, પ્રધાન તથા રાજબારોટની રાજભક્તિ, શૂરા સામંત ચંદાવતનું અપૂર્વ પરાક્રમ તથા ધણી પ્રત્યે નીમકહલાલી, જનાનામાં રાખેલ સારાં નરસાં પાસવાનનાં પરીણામ ઇત્યાદિક ઘણાએક નિતિના બોધ પ્રદર્શિત થાયછે.

રાજસિંહની રાણીનું નામ કેટલેક ઠેકાણે રૂપાળીબા તથા કોઇજગે લાવણ્યવતી કરીને આપેલુંછે, તથા તેના પિતાનું નામ અમરસિંહ તથા કયાંઈ વિક્રમ સોળંકી આપેલુંછે, પણ ટાડ રાજસ્થાન, બીજા ઇતિહાસો અને ભાટ ચારણના મુખથી સાંભળેલી કથાઓમાં થોડો ફાઠફેરછે અને મતલબ બધાની એક સરખી નીકળેછે, જેપરથી

ખરી પ્રસિદ્ધ અને સ્થાપિત બીનાને ચોતરફના પ્રમાણ મેળવી સીદ્ધ કરી આ નાટકમાં લીધીછે, તોપણ તેમાં જે દોષ નજર આવે તે વાંચનાર ગૃહસ્થો મને ક્ષમા કરી સુધારી વાંચશો, એટલી વિજ્ઞપ્તિ છે; અને તેની સુચના મળ્યે બીજી આવૃતિમાં તે સુધારો હું કરી લઇશ.

આ વખતે મારે એટલું કહેવાની આવશ્યકતા છે કે મારી આર્યસુબોધ નાટક કંપની, જે આજ સાત વર્ષ થયાં ઉભી થએલીછે, અને ઇશ્વરકૃપાથી નિર્વિઘ્નપણે સર્વસ્થળે ફતેહ મેળવી ગુણ જ્ઞાતા કદરદાન રાજા તથા પ્રજાઓથી લાભ લેછે, તે મારી નાટકકંપની, ગ્રંથો તથા કાવ્યને આરંભથી તે આજ સુધી વખતો વખત ઉત્તેજન આપનાર મારા કૃપાળુ મહારાજાધિરાજ ઠાકોરસાહેબ શ્રી વાઘજી બહાદૂરપ્રતિ જે મારી શુદ્ધ અંતઃકરણપૂર્વક રાજભક્તિછે તેનું ફળ મને મળ્યું છે એમ હું સમજુંછું.

મોરબી. } વાઘજી આશારામ ઓઝા.
ગ્રંથકર્તા.



# ઉદેપુરના રાણા રાજસિંહ અને વિમળદેવી.

## પંચાંકિ નાટક.

---

## અંક ૧ લો.

### પાત્રજન.

સૂત્રધાર.................. ......નાટક ભજવી બતાવનાર.

વિદુષક...... ....... . ......સૂત્રધારનો સહાયકારી મશ્કરો.

વિમળદેવી અથવા રૂપાળીબા. જશવંતસિંહના ભાઈ અમરસિંહની દીકરી.

કાન્તા......................વિમળદેવીની સખી.

જયા, વિજયા ......... .........વિમળદેવીની દાસીઓ.

પુરંધરી......................કાન્તા તથા વિમળદેવી પાસે રહેનારી ભીલની છોડી.

અજેપાળ............ .........લુંટનો ધંધો કરનાર ભીલનો સરદાર.

અબો, રબો ... ....... .........અજેપાળના સહાયકારી ભીલ.

જશવંતસિંહ......... .........જોધપૂરનો રાઠોડ રાજા.

કોમારદેવી...................જશવંતસિંહની રાણી.

પજા, લવિંગી ........... .........કોમારદેવીની દાસીઓ.

ઓરંગજેબ.....................દિલ્હીનો મુગલ બાદશાહ.

કેશરબા............... .........જશવંતસિંહની દીકરી ને ઓરંગજેબની હુરમ.

કનીઝક, ફાતમા, બીરસદ .................કેશરબાની દાસીઓ.

હુસનમિયાં...... ............જનાનાની દોઢીએ રહેનાર મુગલસિપાઈ.

---

૩૦૫૯

# ઊદેપુરના રાણા રાજસિંહ

અને

# વિમળદેવી.

## नाटक पंचांकी.



## अंक १ लो.

### मंगळाचरण.

ગીતી.

સ્થૂળ શરીર નિપજાવ્યું, મતિ પ્રેરણા તેં આપી ઇશ;
તેણે એજ રચ્યો આ, તેથી કર્ત્તા તમે છો જગદીશ.
તવ આજ્ઞાવિણ એકે, આણું સ્વતંત્રજ ક્રિયા ન કરનારો;
નિમિત્ત આપો મુજને, અમાપ આભારી છું હરી તારો.
દોરી છે તુજ હાથે, શરીર મનડું તુજ ચલાવ્યું ચાલે;
તેને માન અપાવો, અમાપ આભારો તારા ભાગે.

( છે જન પાલક ટાલક દુખનો ) એ રાહ.

જય જગદીશા, અખીલ અધીશા, પ્રણુતપાળ પરમેશ્વરા;
છો એક અનાદી સિદ્ધ હરી, જ્યાં મનને વાણી, વિરામી રહી,
સગુણ સરવ એ તારાં કામ, નિર્ગુણમાં પણ તારૂં નામ,
કૃતીઓ અદ્‌ભૂત કરી તમામ, ધરા વિશે ધરણીધરા; જય જગ૦
તુજ કૃપા બળે જે કામ કરે, અહંકર્ત્તા નવ અભિમાન ધરે,
પરાજય તે નહી પામે નાથ, જેનો તમે ગ્રહ્યો છે હાથ;
સત્ય -હ્રદયની રહોછો સાથ, એ નિતી તુજ ઈશ્વરા; જય જગ૦
આ રાણા કુળની રાજકથા, દ્યો મતી ભજે તે એજ યથા;

આર્યસુબોધને તુજ આધાર, તારાં બાળક જગદાધાર,
વંદન કરતાં વારંવાર, પાત્રો મુજ પરમેશ્વરા. જય જગદીશા.

( નાન્દી થઈ રહ્યા પછી )

**સૂત્રધાર**—(સભાજનો પ્રતિ) અહો આર્યો ! હમો આજે આપની સમક્ષ શ્રી મોરબી નિવાસી શ્રીમાળી બ્રાહ્મણ ગૃહસ્થ **વાઘજી** વિરચિત એક અપૂર્વ પરાક્રમી મેવાડ ભૂમિના ક્ષત્રિવીર **રાણા રાજસિંહ** તથા તેની વીરપત્નિ **વિમળદેવી**નું વીરરસ પ્રાધાન્ય ચરિત્ર નાટકરૂપે ભજવી બતાવનાર છીએ તો કૃપા કરી સર્વ સદ્દગૃહસ્થો એકાગ્ર ચિત્તે શ્રવણ કરશો, એટલી વિજ્ઞાપના છે.

**વિદુષક**—(પ્રવેશ કરીને) કેમ સૂત્રધાર, આજ વળી શું ટીખળ ઉભું કર્યું છે ?

**સૂત્રધાર**—વિદુષક, ટીખળ નથી એતો એક વીર પુરૂષનું ચરિત્ર આ સભાજનોની આગળ ભજવવું છે.

**વિદુષક**—વીર પુરૂષનું ચરિત્ર ત્યારેતો મારી હેડીનો માઇનો પૂત કોક ગોતી કાઢ્યો હશે ?

**સૂત્રધાર**—તારી હેડીનો નહિ, આતો મહાન પરાક્રમી છે.

**વિદુષક**—ત્યારે હું ક્યાં પીડા ખમી છું, અમે તો પેઢી દરપેઢી એક સરખાજ નિકળતા આવીએ છીએ.

**સૂત્રધાર**—તે હશે પણ તારાં ને તારા બાપદાદાનાં પરાક્રમ કાંઈ ક્ષત્રીપુત્રની હારમાં ન મૂકાય.

**વિદુષક**—સાંભળ્યા વગરજ ન મૂકાય ! સાંભળ તો ખરો, પછી તોલ કરવો હોય તેવો કરજે.

**સૂત્રધાર**—બહુ સારૂં, કહે જોઇએ. તેં ને તારા બાપદાદાએ કેવાં પરાક્રમ માર્યાં છે.

**વિદુષક**—જો અમારા વડવામાંથી કોઈ મોતેતો મૂઓજ નથી! ઈ પરાક્રમનું લક્ષણ નહિ ?

**સૂત્રધાર**—ત્યારે શું બધા આપઘાત કરીને મૂઆ.

**વિદુષક**—આમાં ત્રીણી બુદ્ધિ ન મળે, હવે મારે ફોલવા પા-

ડીને વર્ણવવું પડશે. મને બીજી ફિકર નથી પણ આ સભાજનમાંથી કોક અમારા ઘરની કળ શીખી જશે તો ભોગ મળશે.

**સૂત્ર૦**—એવી તે કળ કેવીક છે તારા ઘરની, કે જેમાં તું આટલો બધો મેહ ઘાલેછે?

**વિદુ૦**—જો મારો દાદો ગંગાધર ભટ અરધી રાતે પાણી પીવા ઉઠ્યા, ઉઠ્યા તો ઉઠ્યા, પણ બે ડાંફે પાણીઆરે પહોંચ્યા, તેવીજ ગોળા વાંસેથી ઊંદરની ડાકલી સાંભળી, ત્યાંતો શાસ્ત્રનો સીદ્ધાંત યાદ આવ્યોજ કે સાપ હોવો જોઇએ કે તુરત હબક આવી, કે છોબંધ ચોકમાં ધબકઘેરેક પડ્યા તે સોએ વરસ પૂરાં, પછી ગંગાજળથી મેં સપુતે ત્યાંજ તરસ મટાડી.

**સૂત્રધાર**—વાહ ! ભાઈ વાહ ! તારા દાદાના પરાક્રમમાં તો મણા નહિ, પણ હવે તારા બાપનું પરાક્રમ કહે જોઇએ!

**વિદુષક**—જો, મારા બાપની તો હડી મુલ્ક મશહૂરછે. જ્યાં જ્યાં ધીંગાણું થએલ, ત્યાં ત્યાં ગયેલ ને ત્યાંથી એવી હડી દઈ ભાગેલ કે કોઇ આપડી શકતું નહીં ને એક હડીએ ઘેર આવી પહોંચીને આ લાડકડાને બકી લેતા.

**સૂત્રધાર**—શાબાશ છે ! લાડકડામાં ખામી નહીં ને બાપમાંય ખામી નહિ. એ એનાં પરાક્રમ તો ખરે શૂરવીર લડવૈયા જેવાંજ, એતો જીવતાંજ મૃતક તુલ્ય હતા પણ હવે તારૂં પોતાનું કહે એટલે કથા માંડી વાળું.

**વિદુષક**—મારૂં પરાક્રમ તુંથી સાંભળ્યું નહીં જાય એવુંછે, મરદને નામરદ કરે અને નામરદને મરદ કરે ! અમારી રમતું તો એવીછે.

**સૂત્રધાર**—ત્યારે એતો સાંભળવું. એવી તે એમાં શી ચમત્કૃતિ રહેલી છે.!

**વિદુષક**—આ ઈ એણી રીતે કે જ્યાં હું કજીઆમાં જાઉં, ત્યાં લગ્નોતરી ભેળી લેતો જાઉં ને જેવો કજીઓ જામે કે ટપ લગ્નોતરી સંભળાવી દઉં, એના દીકરાનો સસરો બની જાઉં, ગગી દીધી એટલે પરમેશ્વરને ખોળે બેઠા.

**સૂત્રધાર**—મૂર્ખ, એતો અંકુરરહીત કાયરનાં લક્ષણ થયાં, બલા ગગી દેતાં જાત ભાત જોવી કે નહિ ?

**વિદુષક**—જાત ભાતનો કાંઈ વિચાર નહિ. ઈ વિચાર હોય ત્યારે રણથી પાછા ઘેર આવીએ !

**સૂત્રધાર**—મુર્ખ આ એવા સ્ત્રી પુરૂષોની વાતો નથી! આતો જેણે તમામ રાજ પાયમાલ કરી નાંખ્યાંછે પણ અન્ય જાતને દીકરી આપી નથી, અને જે ક્ષત્રિ અબળાઓએ પ્રાણ ત્યાગ પર્યંત વિજાતી નીચને વરવું કબુલ કર્યું નથી તેવા વીર પુરૂષો ને વીર માતાઓની વાત છે.

**વિદુષક**—હા હા,વીરમાતા કે બીજી કોઇ? એતાપટેલના વીરીયાની મા ઈ વીર માતા !

**સૂત્રધાર**—એ અકલ કાંઈ સમજતોજ નથી, આતો એવી વીરાંગનાઓ કે જેના ઉદરથી રામચંદ્ર,પરશુરામ, ભીષ્મ, દ્રોણાચાર્ય, ભોજ, કર્ણ, વિક્રમ, પૃથુરાજ, પ્રતાપ ને રાજસિંહ એવાં એવાં વીર રત્ન ઉત્પન્ન થયાં તે વીરમાતા કહેવાય.

**વિદુષક**—અહોહો! બાપલીઆ! એટલા બધા દીકરા, ઝાઝા જણે ઈતો ભુડણી ! સિંહણનો તો એક હોય.

**સૂત્રધાર**—આ ગમારને કશું ભાન નથી, ઈતો જૂદી જૂદી માતાના જૂદા જૂદા પુત્રોની વાત કરી મૂર્ખ, ને સિંહણને એક હોય એટલે એનો એક પુત્ર ઘણાને પુરો પડે તેવો હોય, એ એનો અર્થછે.

**વિદુષક**—હોય ભાઈ હોય, તમે ક્ષત્રિ વિષ્ણુના બાહુમાંથી પેદા થયા એટલે બળ તમારે બાવડે ગયું, ને અમે નીકળ્યા મોઢામાંથી એટલે જહરા જોર વધ્યું. કેમ કાંઈ લાવ્યોછું. હોયતો કાંઢ તો જળનો લોટો હું લઈ આવું ?

**સૂત્રધાર**—વળી ખાવાના વિષયપર જાયછે ? આ બ્રાહ્મણમાં શૂરાતનનો તો કાંટોજ નથી આવતો !

**વિદુષક**—શૂરાતન તો હું જાણુંછું કે મારી ભાભીને તું પરણ્યો ત્યારે હથેવાળો મેળતાં તારામાં આવ્યું હશે. બાકી તારી મોકલી એ ક્યાંઈ પરાક્રમ માર્યું હોય એવી તો નથી જણાતી.

**સૂત્રધાર**—અહીં તારા મારા જેવાની વાત નથી આતો સાપના મોંમાંથી મણી, હજારો યોદ્ધાની મધ્યમાંથી હરી જઇને હથેવાળો મેળ્યો

એવો પુરૂષ છે, એમાં છાતી ઠેકાણે રેહેવી કઠણ છે.

**વિદુ૦**—ઇતો હાહતરની વાત, કૃષ્ણ રૂક્ષ્મણીને પરણ્યા હતા!

**સૂત્ર૦**—ઈ નહી, ભાઇબંધ, આતો બીજો નામાંકીત પુરૂષ છે.

**વિદુ૦**—એવો તે વળી કોણ હશે? કહે ત્યારે જરૂર. રાત આખી તારી પાસેથી ખસે ઇ તારો બેટો.

**સૂત્ર૦**—ભલે એવો ચુસ્ત છું તો રહે મદદમાં. તેનુંજ આજ નાટક ભજવવું છે.

**વિદુ૦**—પણ નામતો પાડ, જોઇનેતો બે અમળા આંખ્યું ઠરશે, પણ આ બે જુવાનડા કાન સુખ પડવા નહી દીએ.

**સૂત્ર૦**—જો એ વિષયમેં આરંભમાંજ સભાજનો પાસે કહી દેખાડ્યો છે કે ઉદેપુરના પ્રતાપી રાણા **રાજસિંહ** ને સતી **વિમળાદેવીનું** ચરિત્ર નાટકરૂપે આજ ભજવવું છે તેમાં તારે પુરી સહાયતા કરવી.

**વિદુ૦**—ઈ પુરૂષ સાચો, પણ એના વડવાતો મારા ગંગાધર દાદા જેવા હશે. ખોટું બોલીશમાં?

**સૂત્ર૦**—વળી એવો નીચો તોલ બાંધી ગયો કે? એના પૂર્વજતો એક એકથી અધીક શૂરવીર થયા છે.

**વિદુ૦**—ત્યારે બે ચારતો મિત્ર સંભળાવ.

**સૂત્ર૦**—આરંભમાં વખત જાય માટે સંક્ષેપમાં વર્ણન કરી તને ખ્યાલ આપુંછું, સાંભળ.—

(શ્રી જગતપતી પ્રભુઆપ સન્મતિ) એ રાહ.

ધન્ય ભૂમિ મેવાડ, તારાસિંહો તણી ત્રાડ,
રાણા રત્ને ઉપજાવિ, ભરતમાં જે રાડ. ટેક.
રઘુવીર રણધીર પ્રતાપી, સૂરજવંશી શૂર,
પુત્ર તેમના લવથી ઉપજ્યા, રાણા જગમશહૂર.　　ધન્ય.
ગોહા રાણા થયા પ્રતાપી, ઈડર જીત્યા આપ,
ગોહી લોટી કે ઘેલોટી, પડી જેહથી છાપ.　　ધન્ય.
નવમી પેઢી થયા સુનામી, બાપારાવળ નામ,
ચિતોડમાંહે સ્થાપિ ગાદી, જીતી રણસંગ્રામ.　　ધન્ય.
ધન્ય ભીમ લાખમશી તમને, રણમાં ઝઝચા મુખ્ય,

અલાદીઓ બહુ મથ્યો ન દીઠું, પદમા રાણી મુખ ધન્ય.
હરસિંહનો હમીર હીરો, ભરે આભથી બાથ,
માલદેવ રખવાળી, ચિતોડ કીધું પાછું હાથ. ધન્ય.
મહા માન પાછું ઉપજાવ્યું, ભરતખંડમાં આપ,
મહમદ કેદ કર્યો છે જેણે, કેવો કહું પ્રતાપ. ધન્ય.
પૌત્ર તેહનો લાખો રાણો, તેવો ભડ શૂરવીર,
ત્રાહ પોકારી મહમદ લોદી, નાઠો મુકી ધીર. ધન્ય.
સુતો સિંહ જગાડ્યો લાખો, મેરવાડના લોક,
ચુરે ચુરા શીશોદીઆએ, કીધા મુકી પોક. ધન્ય.
શું શૂરાવટ ચંદ્રસિંહની રાઠોડપર તલવાર.
જોદ્ધા રણમલ કાસળ કાઢ્યું, મોકળ નાં મોસાળ. ધન્ય.
નિજ ભ્રાતનું વેરજ વાળ્યું, રઘુદેવ પવિત્ર,
પિતા વચનથી તજ્યું પાટવી પદ, મહાધર્મ ચરિત્ર. ધન્ય.
માળવ સૈન્ય ચડ્યું મહમદનું, બીજેથી ગુજરાત,
બાંધ્યા બત્રીશ કીલ્લા જેણે, ચીતોડ રક્ષણ માટ. ધન્ય.
એવો કુંભો રાણો નામી, મીરાંનો ભરથાર,
એક લાખ લશ્કરથી જેણે, કર્યો તુરક સંહાર. ધન્ય.
ધન્ય રાયમલ રાણા તુજને, મેવાડ નિર્મળ નામ.
ગ્યાસુદીન હરાવી રાખ્યું, ધન્ય તારો સંગ્રામ. ધન્ય.
મસ્તક છત્ર સરવનું કહીએ, રાણા સંગસુરાજ,
ઝુઝ્યા બાબર સંગે જેવી, રાણા કુળની લાજ. ધન્ય.
જેમલ પત્તા જેવા થાશે, કોણ મેવાડી વીર,
પ્રતાપ રાણે કીર્તિ જગવી, અકબર સાથ સુધીર. ધન્ય.
મેવાડ ભૂમિ નમું માત હું, અકળ જનેતા આપ,
પુત્રો પકવ્યા ઉદર વિશે તેં, ઉગ્ર તેજને તાપ. ધન્ય.
નથી અવર ભૂમિ નીપજાવ્યા, સરવ અજીત મહીપાળ,
શીવાજી પણ નીપજ તારી, સુજન સિંહનો બાળ. ધન્ય.
એક એકથી અધિક થયા છે, કેનાં વર્ણું કામ,
હદ વાળી છે રાજસિંહ તેં, સર્વે પાડ્યું ઠામ. ધન્ય.

મુગલ જોર ભાગ્યું છે જેણે, કીધાં હીંદુ કાજ,
શરણ આપીયું ક્ષત્રિ બાળા, ની તેં રાખી લાજ. ધન્ય.
ચરિત્ર એનું નાટકરૂપે, રંગભૂમિપર ઇશ,
ઇચ્છા આજ ભજવવા, પૂરણ કરશો શ્રી જગદીશ. ધન્ય.

**વિદુ૦**—શાબાશ છેરે સૂત્રધાર, આવાં બધાંય એ છીપનાં મોતી ક્યાંથી શોધી કાઢ્યાં? કેશરીસિંહનાં ચરિત્રનું તો ટાણુંજ ગોતુંછું, ગાણું, બાણું ને ધીંગાણું, આપણેતો આહીં ત્રણે આજ મળ્યાં!, પણ ઉભોરે જરા ઘેર આંટો દઇને આવું, કેમકે રાત આખી આહીં રોકાવું પડશે તો નરમદો ને ઈ ઉચાટ ન કરે.

**સૂત્ર૦**—બહુ સારૂં ત્યારે, તું નરમદાને મળી આવ ને હું આહીં પાત્ર તૈયાર કરૂંછું.

**વિદુ૦**—આ જાઉંછું, પણ આબ્યા મોર આદરતો નહીં હો!

**સૂત્ર૦**—જાજા, વગર બોલ્યો વેલો આવ.

(સમાપ્ત)

---

# अंक १ लो.



## પ્રવેશ ૧ લો.

સ્થળ—રૂપનગઢમાં વિમળદેવીનું પુસ્તકાલય.

**પાત્ર. વિમળદેવી, કાન્તા, પુરંધરી, વિજયા, જયા.**

**વિમળદેવી**—(પુસ્તક વાંચેછે.)

**કાન્તા**—(પ્રવેશ કરીને.) સખી! આજ કયા વિષયપર તારી એકાગ્ર વૃત્તિ લાગી રહીછે?

**વિમળદેવી**—અલી કાન્તા! આટલો વખત થયાં ક્યાં હતી? અમારા પ્રધાનજીને તું બહુ પ્યારીછું; તેથી કરી આંહી આવવામાં વિલંબ થતો હશે!

**કાન્તા**—નહીં નહીં! બેન વિમળદેવી, કાલે ઉપવાસ હતો, વાસ્તે ગૌરીપુજન પ્રાતઃકાળમાં કર્યું, ત્યારબાદ ભોજન કરી, તારી પાસે આવી;

હવે આખો દિવસ તારી પાસેજ રહીશ. આ કયું પુસ્તકછે બેની !

**વિમળદેવી**—આતો સતી ચરિત્રનું પુસ્તક છે, આની અંદર ઉત્તમ ઉત્તમ સતીના ધર્મ લખ્યાછે. સખી ! આજ એક સતી ધર્મની ઘણીજ સુંદર પદ્ય રચના મારા વાંચવામાં આવી છે.

**કાન્તા**—ત્યારેતો એ મને સંભળાવવી જોઇએ ?

**વિમળદેવી**—બહુ સારૂં ! સાંભળ, તારી મરજી હોયતો હું વાંચું ?

**કાન્તા**—બહુ સારૂં ! તું વાંચ.

**વિમળદેવી**—(વાંચેછે.)

રાગ ખમાચ.

( અમરફળ આવ્યું આ) એ ચાલ.

સાંભળો બેનો સાચો આ, સતીનો શૃંગારરે ટેક.
અલંકારોએ અનૂપમ, વસ્ત્ર સુંદર સારરે; સાંભળો.
શિયળ તણી સુંદર, સાડી અંગે ધારીરે;
શર્મ રૂપી ચોળી કરી, પરિધાન પ્યારીરે. સાંભળો.
પતિવૃતા છાપનો, અંબોડો રૂડો માથેરે;
પતિ સેવા પુજા શોભે, છે કંકણો હાથેરે. સાંભળો.
આંખનું અંજન દ્રષ્ટી, અવર ન કરવારે;
પર ઘર બંધન, ઝાંઝર પાયે ધરવારે; સાંભળો.
અનુકૂળ બોલી પીયુ, કરવા પ્રસંનરે;
પતિ પ્રસંશા વિવિધ, અલંકારો મનરે. સાંભળો.

**કાન્તા**—સખી ! ખરા અંતઃકરણના માનસિક અલંકાર જે સ્ત્રી પરિધાન નથી કરતી, એના ઉપરના સઘળા અલંકાર એને લજ્જા ઉત્પન્ન કરી સૌંદર્યતા વધારતા નથી. હુંતો એમજ સમજુછું.

**વિમળદેવી**—તારૂં કહેવું ખરૂં છે. સદ્‌ગુણ અને સદાચરણ અનૂપમ અલંકાર છે.

**કાન્તા**—સખી ! મારા પિતાજી હવે મારા વિવાહની વાત કરે છે, તો હવે તારી અને મારી થોડા દિવસની મુલાકાત છે.

**વિમળદેવી**—પ્રીયસખી ! તારો યોગ્ય પતિથી વિવાહ થઈ જાય તો હું ઘણી પ્રસન્નછું. કારણ તું મારી પ્રાણપ્યારી સહચરીછે.

**કાન્તા**—હાં! સખી! યોગ્ય પતિ જોવો એતો પિતાજીનું કામ છે. આપણે કંઈ એ વાતમાં જીભથી કહી શકતાં નથી.

**વિમળાદેવી**—સખી! અમને તો જો અમારા લાયક ભર્તા મળે ત્યારેજ અંગિકાર કરીએ. નહિતો, નહિ.

**કાન્તા**—તમારામાં જેવો સ્વયંવરનો ચાલછે, તેવો અમારામાં નથી. તેમ તમારા જેવી ટેક પણ અમારાથી ન રહી શકે.

**વિમળાદેવી**—એવી ટેક ન રહે તો ઈશ્વરની ભક્તિ કરવી. કેમકે સાચા પતિતો એક અખિલ વિશ્વાધાર જગદીશ્વર છે.

**કાન્તા**—એવો નિશ્ચય કરીને, પતિ નહિ કરવો, એમ નથી. એક પ્રભુ પતિ, તત્પશ્ચાત્ પોતાના પતિ, બંનેનો આશ્રય રાખવો. પૂર્વે જે જે સતીઓ થઇછે, તેનું કેવું વૃત્તાંત છે તે સાંભળ!

**રાગ કલ્યાણ.**

(શ્રી જગતપતિ) એ રાહ.

સુણ બેની પ્યારી, જેજે થઈ સતી નારી;
પતિને પ્રભુ જાણતી, તું જોને વિચારી. શુણ.
સીતા, કુન્તી, સુલોચના, અનેક સતી વિખ્યાત,
વરતી સર્વે તેમજ ભર્તા, વિના અવર નહીં વાત. શુણ.
આશ્રય બેહુ એને સાચા, પતિ અને જગદીશ;
પતિ રક્ષણથી દેવ પડાવે, ત્યારે સાચા ઇશ. શુણ.
નળને પ્રભુ જાણ્યા દમયંતી, એકજ પતિ અનન્ય;
પતિ સ્મરણ તે કદી ન ચૂકી, સંકટમાં શુદ્ધ મન. શુણ.
જુઓ દ્રૌપદી, પાંડવજનની, સતી જે નિર્મળ નાર;
દુઃખ દુર્યોધનથી પામી, તવ કૃષ્ણે કીધી સાર. શુણ.
માટે એ સતિઓની રીતી, રાખીને જગમાંય;
શિયળ તણું કરવું રક્ષણ ને, કંથ તણી સેવાય. શુણ.

**વિમ૦**— રાગ ઉપરનો.

ધન્ય બેની મારી, તુજ શિખ મેં દિલ ધરી;
પણ એ સતિઓ કાન્તા કાંઇક, કાચીતો ખરી ધન્ય. ટેક.
કેમ દ્રૌપદીએ સંહાર્યા, નહી કૌરવને આપ;

જેથી એના પતીએ વેઠ્યા, વિદેશે વનના તાપ. ધન્ય.
ઇંદ્રજીતની સુલોચના, મહા સતી અતિ હુંશિયાર;
શત્રુ હાથ કેમ પતિશિર પહોંચ્યું, ઘર બેશીરહી નાર. ધન્ય.
જુઓ અમારી બેની શૂરી, સોનરાણીનાં કામ;
જે દિલ્લી ઉગાર્યો પતિને, સતીતો એનું નામ. ધન્ય.
પણ હિંમત હું સતી વદું નહીં, અબળા મિથ્યા નામ;
ટેક જાય ને પતિ રખડેતો, સતી તણું શું કામ. ધન્ય.

**કાન્તા—** **ગીતી.**

સતી સરવ એ સાચી, પણ હિંમતમાં ખરે કહું કાચી;
તુજ ક્ષત્રિવટ તુજમાં, રાજ તનુજા જોઈ તુજને રાચી.
ધન્ય ધન્યછે બેની, વિનોદ વાણી તારી સુખ દાતા;
શૂરાતન તુજ અંગે, વિર પુત્રિ તું થવીછું વિર માતા.
ત્યારે બેની સાચું કહેદે; તારા દિલનો શું નિશ્ચયછે ?

**વિમ૦—** **ગજલ.**

( ઇંદ્રસભામાં ગવાતી ઢબની. )

શુણ કાન્તા માહરોછે, એક એ વિચાર;
યોગ્ય પતિ જો મળેતો, વરવાછું તૈયાર.
કૂળ, ગૂણ, રૂપ, શિળ, અને વિદ્યાવંત;
શૂરવિર, ક્ષત્રી પુત્ર, શોધવોછે કંથ.

**કાન્તા—**એવો કંથ કદીક બેની, જો નહીં મળે;
ત્યારે કેમ કરીશ, વિમળાદેવી કહે ખરે.
વળી કદી પિતા તમારા, લઈ બીજે દીએ;
કેમ કરશો ત્યારે લક્ષ, એજો નવ લીએ.

**વિમ૦—** **બિહાગની ગજલ.**

જો અમારૂં મનનું ધાર્યું, થાશે બેની સત્ય;
અમને પૂછી કરશે પિતા, માનશું એની મત્ય.
પછીતો બેની કહ્યુંછે તેમ, ધાર્યુંછે નક્કી;
ભક્તિ કરવી શ્રી હરીની, આ કાયા થકી.

મુક્તિદાતા શ્રીહરી, નવ જાવા વિસરી,
જેની કૃપા થકી, રાજઘેર અવતરી.

કાન્તા— **આઠની ગજલ.**

હરીની સેવા માંહે, કેમ કાઢશોરે કાળ,
દુષ્ટ જોમનથી ત્યાંસુધી, આમ બોલો બાળ. હરી.
પણ પતિ વિના પછીતો, નહિ બેની રહે,
જો સુવા તુ મારી મનડું, ઘાટ કંઈ ઘડે, હરી.
સદ્ વિદ્યાને સારા ગ્રંથ, વાંચીએ અહી,
નીતિ ભોજન આપે પિતા, શુદ્ધ છે સહી. હરી.
પછીતો પ્રભુ કંથ એક, સત્યરે ચહો,
જોડાં નિરમ્યાં હરીએ, નિયમ નવ ફરેલહો. હરી.

**વિમળદેવી**—મારે ભક્તિ માંહે બેની કાઢવોછે કાળ,
બીજી ઈચ્છા મારે નથી, ખોટી જગત જાળ;
એવો ઉત્તમ બોધબેની, આપજે સદા,
કાન્તા તારે અળગું હુંથી, નવ થવું કદા. આવો.ટેક.

**કાન્તા**—સખી! પુરંધરી હજુ સુધી આવી નહિ!

**વિમળદેવી**—એનો એક નિયમ ક્યારેછે! કોઈ દિવસ આંહી આવેછે, કોઈવખત બીજે જાયછે. એ પાસવાનમાં રાખવા જેવી નથી.

**કાન્તા**—બેની વિમળા! ભીલ લોક એવાંજ હોયછે? એ બિચારાં ભોળાં લોક છે. અમારે ઘેર એ જન્મથી રહી છે, ત્યારે થોડી ઘણી આવી તાલીમ મળીછે, નહીંતો એટલી પણ લાયકી હોવી મુશ્કેલ હતી.

**વિમ૦**—સોબત એવી અસર થવી જોઇએ!

**કાન્તા**—સખી! પુરંધરી, હરહમેશ કહે છે જે વિમળદેવીના યોગ્ય એક પતિછે, એનો વિમળાબા જો કોલ દીએતો હું એનું નામ દઉં, તો એમાં તારો શું અભિપ્રાય છે?

**વિમ૦**—એને રાજરીતિની શી ખબર પડે!

**કાન્તા**—નહીં, નહીં! કોઈ ભાટ ચારણે લાયક રાજપુત્રનું નામ ઠામ કહ્યું હોય! એમાં શું આશ્ચર્ય! તેમજ વળી આપણે વાત જાણવામાં શું હરકત છે!

**વિમ૦**—બહુ સારૂં! ત્યારે તારી મરજી છે તો આજ પૂછજે! શું

વાત છે, તે જાણશું. કેમકે એ વિષય મને પસંદ નથી. ભક્તિ તથા ઇશ્વર સ્તુતિના સમયમાં વિઘ્નઉત્પન્ન કરેછે.

**પુરંધરી**—(નેપથ્યમાં) જયા, વિમળબા ક્યાં છે?

**કાન્તા**—(શબ્દ સાંભળીને) બેની! આપણે યાદ કરીએછીએ, એટલામાંજ પુરંધરી આવી, આયુષ્યતો ઘણું મોટું લાગે છે!

**વિમ૦**—(પુરંધરી આવે છે ત્યારે તેને) કેમ પુરંધરી, અત્યાર સુધી ક્યાં હતી?

**પુરંધરી**—બાઇ સાહેબ! મારા કાકાને ઘેર હતી! તેથી આવવામાં જરા વાર લાગીછે, તો માફ કરશો.

**કાન્તા**—પુરંધરી! તું હમેશાં મારી પાસે વાત કરેછે કે વિમળબાના યોગ્ય એક પતિ છે, ? તો એનું નામ ઠામ આજ બાની સમક્ષ બોલીદે! એ વાતપર વિચાર કરવાનો છે,

**પુરંધરી**—વિમળબા કોલ આપે તો બોલું; પછી એની ચાહના જશવંતસિંહ કાકાની પાસે કરવી.

**કાન્તા**—નામ, ઠામ જાણ્યા પેહેલાં એમ કોલ કદી અપાય નહીં! એ લાયક હશે તો વિમળબા પોતાની મેળેજ પાણીગ્રહણ કરશે. તારે આગ્રહ કરવાની જરૂર પણ નહીં પડે.

**વિમ૦**—એમાં શું સંદેહ છે!

**પુરંધરી**—એ પુરૂષ ઘણો પ્રેમી છે, જ્યારથી આપનું ભણતર એણે સાંભળ્યું છે ત્યારથી એનું દીલ તમારામાં લાગી રહ્યુંછે. વળી આ કાગળ આપને ખાનગી આપ્યો છે. (કાગળ આપેછે.)

**વિમ૦**—બહુ સારૂં લાવ! (લઇને.) કાંતા વાંચતો ખરી શું લખ્યુંછે?

**કાન્તા**—લાવ બેન! (લઇને વાંચેછે.) બાઇસિરી ૧૦૮ વિમરબા બાઈ, લખીતંગ ઠાકરડા કાંયાભીલના બેટા અજેપાલના છલામ વાંચવા, તમારા દરસનની અમને ઘણી અભિલાછાછે તેમ અમારા દરછનની તમને પણ તલબ હશે, ઈસકની વાતું બાઈ તમથી અજાણી નહીં હોય, (કાગળ નાંખીદીએછે.) પુરંધરી! શાહાબાશ છે? તુને જનાનામાં લાવુંછું, એનું ફળ તેં સારૂં આપ્યું!!

**પુરંધરી**—કાન્તા! આગળતો વાંચો! (કાગળ લઇને આપવા જાયછે.) હુશિયારછે! એટલામાં શું ખબર પડે?

**વિમ૦**—સખી ! આ કમજાત પુરંધરીની બુદ્ધિનીતો આજ મુંને ખબર પડી !

**ગઝલ.**

(અરે લાલદેવ) એ રાહ.

અરે કાન્તા, આ શુંરે લાવી છે આમ,
કહાં ક્ષત્રી રાઠોડમાં, ભીલ નામ.
કહાં પિતુ મારા જે, મારૂ પતિ,
કહાં ભીલ ઠાકોર, શી આ ગતિ.

**કાન્તા**—અરે વિમળમા, ન અજાએબ થાઓ,
એના બોલ એવાજ, હોયે વૃથાઓ.
જેવું કૂળ એનુંછે, તેવા વિચાર,
એમાં દોષ એનો, નથીરે લગાર.
વિચારી જુઓ, કોણ એનો છે તાત,
વળી ભીલડી એક, એની છે માત.
ખરૂં અભિમાન, અને સાચી ટેક,
એવું કદી એમાં, ન હોયરે છેક.
નથી ક્ષત્રી દુધ, નથી બ્રહ્મકુળ,
નથી એ વણિક, વિચારી જો મૂળ.

**જયા, વિજયા**— **રાગ કલ્યાણ.**

(હાડાજી શું કરો સાહસ આ) એ રાહ.

વિમળા ન કરો, વિચારએ, નીચમાં નહોય બુદ્ધિ સાર'રે. વિ. ટેક.
ભીલની પુત્રિ, આ છે પુરંધ્રી, જાત એની જુઓને વિચારીરે. વિ.
અમૃતફળ ક્યાંથી આવશે એમાં, ખેતર જમીન મૂળ ખારીરે. વિ.
સારી શિક્ષા બહુ દેતાં અમે પણ, બુદ્ધિ એની ગઈ ન નઠારીરે. વિ.

**વિમ૦**—વાહ ! તારી બુદ્ધિ, હમેશાં તું જે પુરૂષની મારી આગળ તારીફ કર્યા કરેછે, એ શું ભીલ ઠાકોર અજેપાલ! કાંયાનો પુત્ર છે, કેમ? આજ સુધી તેં એનું નામ ન દીધું! ત્યાં સુધી તારી વાતપણ હું સાંભળતી, હવે એવી વાત બોલીશતો અંતઃપુરમાંથી કાઢી મૂકીશ. તું જાણેછે કે, મારી મોટી બેન ઔરંગજેબ બાદશાહને મારા કાકાએ જ્યારથી દીધીછે, ત્યારથી હું મારા ઘરનું પણ અન્ન પાણી લેતી નથી. અને ધર્મ નિમિત્તથી જુદી રસોઈ કરી જમુંછું, મારે માટે

જોધપૂરમાં મહેલ જુદો તૈયાર છે અને મારો કાકો કાકી માતા પિતા તરીકે છે તો પણ ઘણો વખત મારા આ રૂપનગઢ ગામમાં ગુજારૂં છું એ વાતપર પણ તેં વિચાર ન કર્યો ? કે, એક ભીલ જે મારા જોડા ઉઠાવનારો, અને જેનું મેં પણ હું નહીં જોઉં, એવોજે ગોલો, તેની સાથે મારા લગ્નની વાત ! શી હિમત્ત તેં ચલાવી છે !

કાન્તા—ખરૂં છે સખી ! મારા પિતા એક દિવસ વાત કરતા હતા કે આ નિચ તુખમની છોકરી આપણે જનાનામાં રાખી છે, એમાં ઘણો વિચાર છે; પરંતુ આપણા ઘરની તાલીમ મળી છે, તેથી એમાં સદ્‌ગુણ આવ્યાછે. તોપણ નિદાન બિજનો સ્વભાવ પ્રસંગે પ્રગટ થયા વગર રહેશે નહિ, એ વાત આજ ખરી પડી !!

પુરંધરી—આપ બંને મારી વાત ઉડાવી દીઓછો, અને ઉલટો ધિક્કાર કરોછો, પરંતુ મારો આમાં કાંઈ સ્વાર્થ નથી. એતો મેં પણ એક વખત જોયોછે, તો આશક થઈ જાયે એવોછે. માટે મેં કહ્યું, પછી તમારી મરજી !

વિમ૦—અરે કમજાત ! આટલા દિવસ થયાં અમારી સાથે રહેછે. અને સારા સારા ગ્રંથ નિતી ચરિત્રના વાંચેછે, તથાપિ તેની તારામાં કંઈપણ અસર ન થઈ ? અને હજુ તારો નીચ દુરાગ્રહ કહેતી જાયછે !

કાન્તા—વિમળબા ! ઈ વાત છોડી દ્યો, આ આપણી પાસે રહેવાને લાયક નથી. પિતાજીને આ બધી હકીકત હું કહીશ. અને અંતઃપુરમાંથી બાદ કરાવીશ.

પુરંધરી—બાઈ એક વખતને માટે માફી માગુંછું. હવેથી હું આપની શિખામણ પ્રમાણે ચાલીશ.

વિમ૦—જા હમણાં મારી પાસેથી ! ક્ષમાની વાત પછી !

પુરંધરી—હવેથી આગ્ના માફક વરતીશ, બાઈ માફ કરો !

કાન્તા—(પોતાના માણસપર દયાથી) યાદ રાખ, પુરંધરી હવેથી ઉચ્ચક્ષત્રીની રીતીને શોભે તેવી વાત કાઢવી, નહિ તો ચૂપ રહેવું, (દુરાગ્રહ કરી માફી અપાવેછે).

વિમ૦—કાન્તા ! આવી વાત સાંભળીને મારૂં ચિત્ત વ્યગ્ર

થઈ ગયુંછે, માટે થોડો વખત બાગમાં કૃષ્ણમોહોલમાં જઈને ગુજારીએ તો સારૂં. ને ત્યાં ભાગવત કથાનું પણ શ્રવણ શરૂ થયું હશે.

કાન્તા—પ્રિય સખીની ઈચ્છાને હું સ્વાધિન છું.

વિમ૦—ત્યારે ચાલો.

(સૌ જાયછે.)



## પ્રવેશ ૨ જો.

સ્થળ—રૂપનગઢની બજારનો રસ્તો.

પાત્ર—પુરંધરી.

**પુરંધરી**—(સ્વગત) તે વખતે કાન્તા પાસે અજેપાલનું નામ મેં દીધું, એ સારૂં નહીં કર્યું; નહીં તો કામ જરૂર થાત. હવે તો મારો ધિક્કાર થયો; કામ પેશ ન પહોંચ્યું. માટે ઠાકોરના પૈસા પણ પાછા દેવા પડશે. ઠીકછે! વિમળદેવી એવો ઢોંગ કરીને, મોટી સિદ્ધ થઈ ગઈ છે, એને તો મારી રમત દેખાડવી જોઈએ! ત્યારે હું માંબાભીલની દીકરી ખરી. કેમ કે રાજની સારી નરસી બધી મને ખબરછે. વાસ્તે એમ કરવું કે, દિલ્લીમાં કેશરબા વિમળાની મોટી બેન જે ઓરંગજેબ બાદશાહ વેરેછે; એના ઉપર એની માતુ કોમારદેવીના નામથી એક બનાવટનો પત્ર લખવો, કે તમને મળવાની બહુ ઈંતેજારી છે. માટે આ કાગળ વાંચતાંજ તૂરત અહીં આવવું. અમને એક વખત અવશ્ય આવી મળી જાઓ. પછી તે અહીં આવશે. ત્યારે દેખશું કે એની સાથે વિમળા કેવી સિદ્ધાઈ ચલાવેછે. કહેછે કે મુસલમાનનું મોં પણ ન જોઉં, તો એને મળશે ત્યારે જણાઈ રહેશે! ઠીક! ત્યારે ચાલ? કોઈ હુશિઆર માણસની સાથે કાગળ લખીને મોકલી દઉં. (જાયછે.)



# પ્રવેશ ૩ જો.

**સ્થળ—રૂપનગઢની પાસેના એક ગામડામાં અજેપાલ ભીલનું ઘર.**

**પાત્ર—અજેપાલ, વિદુષક, અબો, રબો, પુરંધરી.**

**અજેપાલ**—(સ્વગત) આજ કાલ લૂંટ બરાબર મળતી નથી. હાથ ઘણોજ તંગીમાં રહે છે. હવેતો જોધપુરમાં જઈ તીજોરીમાં ઘા દઈએ! નહીંતો પુરંધરી જ્યારે પૈસા માગશે, ત્યારે ક્યાંથી આપશું. કામ પણ મોટું કરવાનું છે!!

**વિદુષક**—(પ્રવેશ કરીને) કાં! શું કર્યું પછી! ભીલના ઠાકોર ભાઈ! રાંડું રખડાવી દીએ એવાતો.

**અજેપાલ**—અરે! દોસ્ત, એ પુરંધરી સાલી ગપ્પાં તો બહુ મારી જાય છે, પણ કંઈ કામ કરતી નથી.

**વિદુષક**—થાશે! થાશે! ધિરા રો! જુઓ રાજકન્યાઓમાં અમરસિંહ રાઠોડની હવે એક દીકરી વિમળદેવી છે, તેને તમારા જેવો કાંધાનો મારો દીકરો અજેપાલ મળશે, તે મૂકી બીજાને વરશે?

**અજેપાલ**—સાલા! બેટા કહીને ગાળો દે છે?

**વિદુષક**—તો ભાઇબંધ! હું જાણુંછું કે તું હવે ખાતર પાડવાં ભૂલી જઇશ.

**અજેપાલ**—ઇશકની વાતમાં, તું, શું, સમજ! મારૂં રૂપતો જો! એક વખત દેખે તો બીજાનું નામ પણ લીએ નહીં. યાર ખરૂં કહેજે મારા ઉપર આશક થાય કે નહીં?

**વિદુષક**—શા માટે ન થાય! તમારે માટે પણ વિધાત્રીએ ધણીએ ઘડી રાખી છે.

**અજેપાલ**—વિધાતાએ કોને ઘડી છે?

**વિદુષક**—વઢવાણમાં માધાપ્રધાનની,રજપૂતસ્થાનમાં જેસંગરાઠોડની, અને અમદાવાદમાં દાદાહરીની; પણ ઈ પાતાળી લોકની અપ્સરાઓ છે; મૃત્યુલોકની નહીં.

**અજેપાલ**—પાછી હાંસી કરે છે. શું વાવમાં પડવું છે? તું રાજાની રીતી જાણતો નથી!

**વિદુષક**—ગણેશીયો હમણાં કટાઈ ગયો છે. તે સજાઈને આવે એટલે રાજરીતિમાં પાવરધા થઈએ કાં, નહીં ?

**અજેપાલ**—શું અમે કંઈ તસ્કર છીએ ! પગમાં તોડો તો જો ?

**વિદુષક**--મોતીશાના પ્રેમચંદને પગે અડવા કરી દીધા ઇ ના! એકતો ઇ માંહેલો છે. ખોટું કહીશમાં.

**અજેપાલ**—સાળા નટખટીની દોસ્તી સારી નહીં.

**વિદુષક**—દોસ્તીએ જાય, અને ભેળી ઠાકોરડાની પદવી એ તેમજ સમજજો !

**અજેપાલ**—દોસ્ત એમ! (આંખું કાઢેછે.)

**વિદુષક**—આંખું કાઢમાં માબાપ! માંડ રોટલા ખાતો થયોછું આસામી જોઈને કામ કરજે.

**અજેપાલ**—દોસ્ત ! તારા ઘરપર હોય, મારીએતો મીરકું, તારા જેવા રેંદી પેંદીને માર્યે શું થાય !

**વિદુષક**—હા ભાઈ, હા ! કળું બતાવી દીધી ત્યારે આમ બોલછે ના. (અબો અને રબો લૂંટનો સામાન લઈને આવેછે અને તે અજેપાલના મોં આગળ નાખેછે. ત્યારે તેમાંથી એક લોટનો ખડીઓ વિદૂષક ઉપાડેછે ત્યારે.)

**અબો**—ઉપાડમાં !

**વિદુષક**—મારા સારા અબા રબાતો બ્રાહ્મણને પણ મૂકતા નથી. અજેપાલ લૂંટમાં ફાકવા લોટ, નેપરણવી રાજાની કુંવરી.

**અબો**—સાબ ધણી ! મારૂં હારૂં ટીલડુંતો ભાગતુંજ જાય.

**રબો**—હા, હારે તુંબડેતો ધોડવી ધોડવીને ડુસ કાઢી નાંખી.

**અબો**—રબા ! મોઢાનું ડીમચું કેવું ઉડાવી દીધું.

**રબો**—તે વિના હારૂં માનતુંતુંજ ક્યાં ?

**વિદુષક**—અલ્યા ! બ્રાહ્મણને પણ ડેર મારી નાખ્યો! તમારૂં નખોદ જાય ! !

**અબો**—તું કુંણસે ? તારૂં નામ સું ?

**વિદુષક**—હું રામલાનો ભાઈ ગબો, લૂંટમાં બ્રાહ્મણનો ખડીયો ભળવીને ખડીયા ખાટજો.

**અજેપાલ**—એમાં શું નુકસાનછે. રોટી આટામાંથી થાયછે ના!

**વિદુષક**—આ અમારા લોટની રોટી, પેરીલ લંગોટી, આજ કેવળપૂરીનો ચેલો થાવું હોયતો.

**અબો**—રબા ! એટલું આપણું આમાંથી ?

**રબો**—અબા એમ પેહેલથીજ કરમઠ કરીસે જે અજીયાના બે ભાગ ને તારો મારો એચ એચ.

**અબો**—રબા ! મારો દિયરો અજીયો તે સેનું એમણુ લીએ!

**વિદુષક**—લીઓ મારા ભીલના ઠાકરડા ! અજેપાલ બહાદુર! અબો રબો તો કહે છે જે, મારો દિયરો અજીયો !

**અબો**—તે પાટ ઉપર ચડી બેઠો છે, તેથી શું થીયું! પણ તિરચાંમડાં અમારે ચલાવવાં પડેસે ! (પુરંધરી આવેછે.)

**રબો**—આ મારી દિયરી પુરંધરી આવી ! આજ રાંડ બધુંય છેતરી જઈ !

**અબો**—અજીયો અશકી તે એમ કરવું ?

**વિદુષક**—આવો પુરંધરીબા ! શું ઝલેલ કર્યું ! લગન લાફશી ભેળાં છે કે કેમ ?

**પુરંધરી**—અજેપાલ ઠાકોર, એ વાતતો નહીં બને !

**અબો**—એમ ન થાય રાંડ! તો મશરૂની પોટકી પોચાડી જા પાછી

**રબો**—રાંડ છેતરી જઈછું. તે બાપની ચ્યાં પુજી હતી !

**પુરંધરી**— અજેપાલ ઠાકોર,થોડું ઘણું કર્યું છે. તે પણ રદ કરીશ. બધા આમ બોલો છો તેથી !

**અજેપાલ**—અબા ! રબા ! પુરંધરીની સામે કાંઈ બોલવું નહીં. તેને છેડવીનહીં. નહીંતો કામ બગાડશે.

**પુરંધરી**—જે વખત મેં તમારૂં નામ દીધું, તે વખતે મારો ઘણોજ ધિક્કાર કર્યો. અને બહુજ મુંને ઠપકો દીધો. હવે તમે જો જો કે એ વિમળાને હું કેવી રઝળાવું છું. તમે પણ કબૂલ કરશો. અને આખર તમારા હાથમાં સોંપાવીશ.

**વિદુષક**—શાબાશ ! પુરંધરી જનાનામાંતો તારા જેવાંજ માણસ જોઈએ. રજક ઠીક હક કરેછ ?

**પુરંધરી**—નીચના પેટના, તું વચમાં લવરી કરમાં !

**વિદુષક**—વોય મારી દીચરીની ફાટી ! કેવાદજે પ્રધાનજીને.

**પુરંધરી**—જાને પીટ્યા કાણીયા, તારાથી થાય તે કરજે.

**વિદુષક**—હવેજ નિચ ખરી!

**પુરંધરી**—અજેપાલ હવે હું જાઉંછું.

**અજેપાલ**—બહુ સારૂં જા. (જાયછે.)

**વિદુષક**—કાં ભાઇબંધ રામ રામ એક હમણાં ને બીજા લગન વખતે.

**અજેપાલ**—તું પણ જઇશ?

**વિદુષક**—હા! હમણાંતો જઇશ, પાછો લગન વખતે આવીશ. (જાય છે.)

**અજેપાલ**—અબા! આ લૂંટનો સામાન અંદર લઈ ચાલો, ત્યાં વેચણ કરશું.

**અબો**—ચાલો સાબ! (રબાને) રબા! ઉપાડ આ પોટકી!

**રબો**—લાવ લાવ! (ઉપાડેછે.)

(સૌ નીકળી જાય છે.)



# પ્રવેશ ૪ થો.

સ્થળ--દિલ્હીમાં ઔરંગજેબનું જનાનખાનું.

પાત્ર--કેશરબા, કનીઝક. ઔરંગજેબ.

**કેશરબા**—ક્યું! કનીઝક મેરા માબાપસેં કાગજ બહોત તાકીદસે આયાહે, સો મીલને બાસ્તે અવશ્ય જાનાં ચાહીએ; ક્યુંકે બરસભી બહોત હોગયેહે; અલબત મુગલબાદશાહકે જનાનેમેં માબાપકે ઘરૂં જાને બાસ્તે રજા મીલનેકી રશમતો નહીંહે; લેકીન શાહ જબ અપને કબજેમેંહે તબ ખુબ જીદ કરકે, આજ રજા લેઉંગી. માબાપ, બેહેન, ભાઈ, સબકુ મિલનેકી મેરે દીલમેં બહોત ઉમેદવારીહે.

**કનીઝક**—હુરમસાહેબ તુમારે બાપુ જશવંતસિંહજી અચ્છે ઓર લાયક આદમીહે.

**કેશરબા**—હાં! કનીઝક મેરે બાપુકા મેરેપર બહોત પ્યારહે, જીસકે લીયે દર પંદરા રોજપે કાગજભી આતાહે.

**કનીઝક**—જહાં સાહેબ! તુમારે ખાવીંદ શાહ ઔરંગજેબ અબ રજપૂત લોગપર ખફા નજરસે રહેતેહે, સબબ જાનેકી રજા મીલની મુશ્કીલહે.

**કેશરબા**—કનીઝક! તે સચ્ચ કહતીહે, મગર વોતો ઉદેપૂરકા રાણા રાજસિંહસે ઇસ્કું બડી તકરાર પેદા હુઇહે. ઉસ કરકે ઉસકા દિલ સારે રજપૂતકું મારકે જેર કરનેમેં લગાહે.

**કનીઝક**—નહીં, નહીં! મુંમસાબ, જજીયા મેરા નયા ડાલનેસે અબ સબ રજપૂત રાજા ઇકઠે હોગયેહે. ઔર શાહકે સામને ટક્કર લેનેકું તત્પર હોરહેહે.

**કેશરબા**—મેરે ખાવીંદતો ઉસ્કે જમાઉ લગતેહે, તબ ઇસ મસલતમેં વહ સામેલ હોવે નહીં.

**કનીઝક**—તબતો હુરમ સાહેબ રજાકે બાગ્તે અરજ કરના, ઔર ખાહેશ મંદી બતાનાં.

**નેપથ્યમાં**—નિગાહ રખો મેહેરબાન.

**કેશરબા**—કનીઝક! સરકારકી સવારી આતીહે.

**કનીઝક**—હા બેગમસાબ મેંનેભી ઐસા સુના.

**ઔરંગજેબ**—( પ્રવેશ કરીને કેશરબા પાસે આવી બેસેછે, ત્યારે તેને દીલગીર જોઇને ) ક્યું! દિલજાન! ક્યા ફિકરમેં બેઠિહો; બસ એક તુમસેં મેરી દીલલગીહે! અબ નજર દુસરી ચીજાંપે ઠેરતી નહીં.

**કેશરબા**—ખાવિંદ મેરી એક અર્જહે!

**ઔરંગ૦**—ક્યાહે! મેરી માશુક! બેલાશક બોલો! આશમાનસે સિતારા હાજર કરૂં. બોલો ક્યા ચહાતીહે?

**કેશરબા**—મેરે બાવાકા જોધપૂરસેં કાગજ આયાહે!

**ઔરંગજેબ**—અચ્છા! વો જશવંતસિંહ ક્યા લીખતાહે?

**કેશરબા**—મેરે બાવાનેતો કાગજમેં એરખુશાલીકા ખબર લીખાહે. મગર મેરી એક નઈ અર્જહે!

**ઔરંગજેબ**—ક્યાહે, સો બોલો, દિલજાન!

**કેશરબા** ગજલ.

( ઇંદ્રસભામાં ગવાતી ઢબની )

જોધપૂર જાનાં, ઐસી ઇંતેજારીહે,

ખાવિંદ દ્યો રજા મુઝેતો, દિલ કરારીહે.
આપકે જનાનેમેં, હુવાહે વર્ષ બાર;
એક વક્ત દ્યો રજાહો, મુગલકે સરકાર.
રૂપનગઢમેં બેણુ મેરી, મીલનેકી ઉમેદ;
કાગજ લીખકે વો બુલાતી કરતીહું નીખેદ

**ઓરંગ૦—** ( રાગ સદર )

દિલલગી તેરેસે મેરી, ક્યું જુદા મેં હોઉં;
ઓર હુરમ બહોત મગર, ખુશમેં તુજસે હોઉં.
તેરી સુરત તેરા બદન, લ્યાકતહે ક્યા તેરી;
તુજસે જુદા પડનાં હોવે, તબ ખરાબી મેરી.
તકલીફ ઐસી નહિ ઉઠાઓ, હોમેરે દિલજાન;
રૂપનગઢ જાના બીચમેં, મુલ્કહે વેરાન.

**કેશરબા—** ( રાગ સદર )

નામદાર માસ એક, મુદત મુજકું દેઓ;
દિલ મીલકે આઉં ઈધર, સચ સુકન લેઓ.
એક વખત જાના એસા, દિલમેં હે જરૂર;
ચાય તેસા હોવે મગર, દ્યો રજા હજૂર.
મેરી માત બેણુ, મેરે બાપુકે દેદાર;
એક વકત કરકે આઉં, ફીર મુજે કરાર.
જો ન જાઉંતો મેરા દિલકું, ગમગિની રહે;
અર્જપે દરિયાફ કરો, દૂર ન બોતહે.

**ઔરંગજેબ—**બહોત અચ્છા, જબ તુમારે દિલમેં ઐસી બહોત ઇન્તેજારી માબાપકું મીલને જાનેકી હે; તબ મેં એક માસકી રજા દેતા હું, મગર બોહોત તાકીદસે આનાં, ક્યું કે તુમારે બિના મેરા દિલકું મઝે નહીં રહેગી ઓર તુમારે સંગમે મેરા ખાન ઉમરાવકો ભેજતા હું ઓર ખાનગી કે આદમી મેંસે હુસેનમીયાકે ભેજતા હું મુદતપર વહાં ડેરનાં જાસ્તી નહીં.

**કેશરબા—**બહોત અચ્છા, મેરે ખાવીંદ, મેરેકું ભી આપકે દેદાર બીના દીલમેં આરામ ક્યું રહેગા! જલદી આઉંગી.

**ઓરંગજેબ**—બહોત અચ્છા તબ ! અબ મેં કચેરીમેં જાતાહું. ઓર તુમારે સંગ આનેવાલેકું વરધી દીલવાતા હું.

**કેશરબા**—પધારીયે ખાવીંદ. (જાયછે)

**કનીઝક**—બાઈસાહેબ આપકી મુરાદ તો હાંસીલ હુઈ.

**કેશરબા**—હાં ! પહિલેભી મુઝે બહોત અંદેશા નહીં થા. અચ્છા અબ ચલ, પોશાક ઓર દાગીના સંગ લેજાનેકા તૈયાર કર રખ.

**કનીઝક**—પધારીએ.

(સૌ જાયછે.)

# પ્રવેશ ૫ મો.

સ્થળ–દિલ્લીમાં રસ્તો.

**પાત્ર—હસનમિયાં, વિદુષક.**

**વિદુષક**—કાં ! હસનમિયાં, કેણીકોર તૈયારીછે ?

**હસનમીયાં**—સાલે જનાનેકી નોકરી બડી મુશ્કેલ હે, સારા દિન ખડા હાજર રહના પડતા હે. આજ કેશરબાકી બાનીને કહા હે કે, કુચ્છ કાગજ આયા હે.

**વિદુષક**—જોધપૂરવાળાં કેશરબા પીયર જાતાં હશે બાઈ !

**હસન૦**—ખુદાજાને એસા કુચ્છ હોગા !

**વિદુષક**—ઓરંગજેબ બાદશાહ રજા દેશે ?

**હસન૦**—વોતો ખુદા જાને, લેકીન રજા મિલેગી તો હમારે ભી દો માસકી નોકરી આઈ.

**વિદુષક**—મુગલ જનાનામાં રજા દેવાની રસમતો નથી ?

**હસન૦**—બેગમસાહેબકા બચન ગલત હોવે ? ઉસ્કી આગે તો બાદશાહ ગુલામ જેસા હે.

**વિદુષક**—હસનમીયાં સાચું કહેજો ! તમારે ઘરે શી રીતે ? અમારાં ફાતમા ભાભી ચતુર તો ઘણાં છે.

**હસન૦**—હમતો દો નોકરી કરતે હે, એક બાદશાહકે ઘરકી, ઓર દુસરી અપને ઘરકી, લેકીન તેરે ઘરકા હાલ કેસાહે, સોતો બોલ?

**વિદુષક**—અમેતો ઘર ભેળુંજ રાખીએ છીએ, દિ આખો બારણે નળાદીહું, ને બારણાં રાતના આઠ વાગે ઉઘડે.

**હસન૦**—તબ ક્યા ઓરતકું ઓઝલમેં રખતા હે?

**વિદુષક**—ઓઝલમાં ને અંધારામાં, એક મારૂં મોઢું દિવો કરૂં ત્યારે રાતના બારવાગે દેખે. ત્યાં સુધી તો ઈ અંધારામાં, ને અમે અજવાળામાં. ને તમારીયે તો હસનમિયાં હું જાણુંછું કે ઈ અજવાળામાં, ને તમે સદાય અંધારામાં.

**હસન૦**—સાલે તે અંધેરા કૈસા બોલતા હે? હમ મેહેલકી દેવડીમેં અંધેરા હોલમેં રહતે હે, ઉસપરસે કહતા હે?

**વિદુષક**—એક તો ઈ! અને બીજું તો આ જમૈયો ભેઠમાં ન હોય તો કહું.

**હસન૦**—બોલ! અપને દોસ્ત, ક્યા તેને કુચ્છ મેરે ઘરમેં નાપાકી દેખી!

**વિદુષક**—ત્યારે કાલ તરકારી પહોંચાડવા મને તમે મોકલ્યો નહોતો ત્યારે આંખવિંચારો ઓર તરેહનો હતો.

**હસન૦**—એસા! (જમૈયાને જોરથી કાઢેછે.)

**વિદુષક**—માબાપ ભેઠે હાથ લગાડમાં! આંખવિંચારા એટલે આંખ વિંચી ગયાં. ઈ! પરપુરૂષને જોતાંજ નથી.

**હસન૦**—સાલા! એસી હરહમેશ મશ્કરીજ કરતા હે; ચલ ખબર નીકાલું કે ક્યા હકીકત હે; જોધપૂર જાનાં પરેગા તો દાના પાનીકા બંદોબસ્ત કરનાં હોવેગા.

**વિદુષક**—તમેતો ઓરંગજેબના ખાનગી માણસ બાઈ! હસન મીયાંની હુરમને દાણાપાણીની ફિકર હોય!

**હસન૦**—એસા હે, તબજ નોકરીમેં જાનાં પડતાહેના?

**વિદુષક**—ચાલો હવે આપણે રંગભૂવનમાં જઈએ. પ્રાણપ્રીયા વાટ જોતાં હશે. કે કેમ, કામદેવનો અવતાર આવ્યો નહીં! (લૂગડાં તરફ જોઈને.) સાળાં! લૂગડાં ખરાબ! બાકી રૂપનોતો સંતોષછે.

(બંને જાયછે.)

— ❧ —

# પ્રવેશ ૬ ઠ્ઠો.

## સ્થળ—જોધપૂરમાં અંતઃપુર.

## પાત્ર-કોમારદેવી, પન્ના, જશવંતસિંહ, લવિંગી.

**કોમારદેવી**—દાસી! તુંને વિમળાનાં ખબર કાઢવા મોકલી હતી, પછી ત્યાંથી શું ખબર લાવી?

**પન્ના**—બાઇસાહેબ! હું ગઈ તે વખતે ઈ તેની સખી કાન્તા સાથ પુસ્તકાલયમાં બેઠાં હતાં. રૂપન ગઢથી હમણાંજ આવ્યાં એમ કહ્યું

**કોમારદેવી**—પછી તેં શું કહ્યુ?

**પન્ના**—મેં જઇને કહ્યું કે આજ દિલ્લીથી કેશરબા આવવાનાં છે. માટે મા સાહેબ અને અંતઃપુરમાંથી સૌ સામા જવાનાં છે. તો આપને પણ સંગ આવવાનું મા સાહેબે ફરમાવ્યું છે. વાસ્તે પધારો; તે સમયે તે બાલાની મુકત બોલ્યાં કે સાંજને ટાંણે મારે શિવ પુજન કરવાનો નિયમ છે; તો એનો ભંગ કરીને હું શી રીતે આવી શકું? માટે મા સાહેબને મારા પ્રણામની સાથે કહેવું કે બેન કેશરબાને પાછળથી મળીશ—

**કોમારદેવી**—હા! એનું ચિત્ત શિવપૂજનમાં બહુ રહેછે. વાસ્તે એના નિયમમાં ભગ ન કરવો. ફિકર નહીં ભલે પછીથી મળે. રૂપનગઢથી અહીં આવી પહોંચ્યાએ ઠીક થયું. નહિતો ત્યાં વળી જવું જોત,

**લવિંગી**-(પ્રવેશ કરીને) બાઇસાહેબ! મહારાજ પધારે છે!

**જશવંતસિંહ**—(પ્રવેશ કરીને) કેમ! પ્રીયા! કાલે પત્ર આવ્યો ને પુત્રી એકદમ આવીપણ પહોંચ્યાં! સઘળી તૈયારી થઈ ગઇછે! કેશરબાને માટે મુકામતો આપણા નવા બાગમાં રાખશું. કેમકે એને ત્યાં વધારે અનુકૂળ આવશે.

**કોમારદેવી**—હાં! ત્યાંજ મુકામ રખાવજો. સાથે માણસ કેટલાંક છે? એના કંઈ ખબર મળ્યા?

**જશવંતસિંહ**—ત્રણસેં માણસ સાથે છે.

**કોમારદેવી**—એને ખાવા પીવાનો બંદોબસ્ત સારી રીતે રખાવજો. એ મોટાં રાજનાં માણસછે, તો કોઈ રીતે બુરૂં લાગવા નદેવું.

**જશવંતસિંહ**—એ વાતનો બંદોબસ્તતો, મેં પ્રથમથીજ કરી રાખ્યો છે. ખાસ પ્રધાનજીનેજ એની બરદાશ રાખવાનું ફરમાવ્યુંછે.

**કૌમારદેવી**—ત્યારેતો કંઈ હરકત નહીં આવે.

**જશવંતસિંહ**—પ્રીયા ! કેશરબાને દિલ્હી ગયાં ઘણાં વર્ષ થઈગયાં. તેથી તમને મળવા તેને ઘણીજ ચાહના હશે.

**કૌમારદેવી**—પ્રાણનાથ ! પુત્રિ અને માતુનો સ્નેહ એક અપૂર્વ હોય છે !

**જશવંતસિંહ**—પ્રીયા ! તમારૂં કહેવું ખરૂંછે. તમારે કેશરબાની ઘણીજ બરદાશ રાખવી. એની બાદશાહીમાં કોઈ વાતનો કમીનોતો છે નહીં.

**કૌમારદેવી**—હા ! સાચી વાત છે. તોપણ પુત્રી જેછે તે ચહાય તેવાં માબાપ ગરીબ હોય, તોપણ એની આશા રાખે !

**જશવંતસિંહ**—તો આપણે તો ઇશ્વરની મેહેરછે ! પ્રીયા ! હમણાં આપણે હિરા અને મુક્તાની માળા જે લીધીછે, તે કેશરબાને દેવાનો મારો ઇરાદો છે.

**કૌમારદેવી**—પ્રાણનાથ, એ માળાતો મેં વીમળાને માટે રાખી છે, પરણાવીને વોળાવીશ ત્યારે તેને આપીશ, તમારા ભાઈ અમરસિંહને એ બહુ પ્રીય હતી અને જ્યારે આપણે પુત્રી તરીકે રાખીએ છીએ ત્યારે કોઈ વાતે તેને ઓછું આવવા ન દેવું એની મા ગુજરી ગઈ ત્યારથી તે મને સગી માથી પણ વધારે ગણેછે. કેશરબાને ત્યાં કંઈ કમીનો નથી પણ પ્રાણપતિ ! હવે વિમળાના વિવાહનો ક્યાંય વિચાર કરોતો સારૂં. અભ્યાસ પણ એણે પૂર્ણ કર્યો છે. તેમ ઉમ્મર પણ સોળવર્ષની થઈ. તો હવેતો સારા વિદ્યાવિનય, સદ્‌ગુણસંપન્ન, સૌંદર્યયુક્ત રાજપુત્રની શોધ કરવી જોઇએ, એતો ના કહે છે પણ આપણે તેનો વિચાર છે !

**જશવંતસિંહ**—પ્રીયા ! પ્રીય પુત્રિ વિમળા, સદા શિવભક્તિ, પ્રાર્થના, સદાચાર, જ્ઞાન ધ્યાનમાં રહેછે.તો કોઈ ક્ષત્રિ પરમ ધાર્મીક ધુરંધર રાજકુમારથી એનાં લગ્ન કરવાં જોઇએ. અગર જો કે એણે તો મારે મોઢે પરણવા સંબંધીજ બીલકુલ ના કહીછે !!

**કૌમારદેવી**—પ્રાણનાથ! એવો રાજપુત્ર આપની દ્રષ્ટિમાં કોઇછે?

**જશવંતસિંહ**—એવો કોઈ મારી દ્રષ્ટીમાં હજુ સુધીમાં આવ્યો નથી. પરંતુ વિમળા બારોટની સ્ત્રીઓ પાસે દેશવિદેશની વાત એની સખી કાન્તા દ્વારા સાંભળે છે. તો એનો અનુમત પ્રથમથી લેવો કે કયા રાજમાં, કયા રાજપુત્રથી તમારૂં લગ્ન કરીએ કે જેથી તમે ખુશી થાઓ.

**કૌમારદેવી**—મારી સાવિત્રિ વિમળાને સત્યવાન જેવો કોઈ રાજપુત્ર મળી જાયતો સારૂં.

**જશવંતસિંહ**—પ્રીયા! જેવી એની નિષ્ટા છે, એવોજ પતિ મળશે. પરંતુ હવે કેશરબાને આવવાનો સમય થઈ ગયોછે, તો હું જાઉંછું. અને તમે પણ અંતઃપુરમાંથી સૌને લઇને, બહાર નીકળો. વિમળાને પણ બોલાવજો.

**કૌમારદેવી**—એને બોલાવવાને માટે દાસીને મોકલી હતી; પરંતુ તે આજ સોમવાર છે; માટે સાંજને વખતે શિવપુજનમાં તત્પર રહેવાની હશે. વળી સોમવારે પ્રદોષ કરેછે,તેથી જમવાનુંપણ રાત્રિને વખતે હોયછે. તેથી કરી આજ બહાર નહીં નીકળી શકે. રૂપનગઢથી આજજ આવીછે તેથી પરીશ્રમિત પણ હશે!

**જશવંતસિંહ**—કાંઈ ફિકર નહીં. પછીથી મળે.(જાયછે.)

**કૌમારદેવી**—પન્નાં! આપણે પણ ચાલો, હવે સામાં જઇએ. તું સૌને ઓરડે ખબર આપી આવ. એટલે બહાર નીકળે.

**પન્નાં**—બહુ સારૂં બાઇસાહેબ! હું ખબર આપવા જાઉંછું. અને આપ પધારો. (જાયછે.)

**કૌમારદેવી**—લવિંગી! રથ તૈયાર છે! બારીએથી જોતો ખરી.

**લવીંગી**—(બારીએથી જોઇને) બાઇસાહેબ રથ તૈયાર છે.

**કૌમારદેવી**—બહુ સારૂં ત્યારે ચાલો.

(બંને જાય છે.)

# પ્રવેશ ૭ મો.

સ્થળ—જોધપૂરમાં બગીચો.

પાત્ર—કેશરબા, કનીઝક, કોમારદેવી, જશવંતસિંહ, પુરંધરી, બિરસદ અને ફાતમાં.

કેશરબા—ક્યું ! કનીઝક, અપને બાસ્તે મકાનતો, બહોત અચ્છા મેરે બાવાને કરવાયા હે.

કનીઝક—બેગમસાહેબ ! તુમ યહ શહરમેં એક અચ્છે બગીચેકી તારીફ કરતેથે, વો ક્યા યહ હે ! જગેતો બડી અચ્છીહે.

કેશરબા—હાં ! યહ બાગ, જીસકી બાત મેં તેરે આગે કરતીથી યહ મકાન જીસ વક્ત મેં ઇધરથી, ઉસ વક્ત તૈયાર હોતાથા !

કનીઝક—હવા આનેકા બંતભી, બહોત અચ્છા કીયાહે. ઓર દરખતભી બહોત નયે નયે લગાયે હે.

કેશરબા—અપના દિલ્લીકે બગીચાકા ઠાઠતો નહીં હે; તોભી અપને મૂકામ કરનેકું લાયક યહ બિના દુસરા કોઉભી મકાન નહીહોગા.

કનીઝક—આપકી તબીયતકુંભી ઇધર માફક આયગા. બાસ્તે અબ શેહેરમેં રહનેકી કુછ જરૂર નહીં હે.

કેશરબા—હાં ! ઇધરજ રહેંગે. તોભી મેરે બાપુ ઓર અમાંકુ મિલુંગી, તબ ઉસકા ક્યા ઇરાદા હે, વો દેખેંગે. ફિર અપના બિચાર કહેંગે.

કનીઝક—તુમારે અમાં ઓર ભેણુભી ઇધર આયગેં ?

કેશરબા—હાં ! જબ અપને ઇધર આયે, ઉસીવક્ત ઉસ્કું ખબર ભેજા હે; સો થોરા વક્તમેં આનાં ચઇએ.

ફાતમાં—(પ્રવેશ કરીને) બેગમસાહેબ આપકે અમાં આતે હે.

કેશરબા—ક્યું ! મેરી અમાં આયે ! (ઉઠેછે.)

કોમારદેવી—પુત્રિ ! બહુવર્ષે તમારો મળાપ થયો, (એકબીજાને ભેટેછે અને પછી બેસેછે.)

ગઝલ.

(જફાવો સિતમકું) એ રાહ.

કહો કેશરબા છોરૈ, પુત્રિ સુખી, ગયાં દિલ્લી માને, વિસારી મૂકી.

થયાં વર્ષ બાર, ન લીધી સંભાળ,આવ્યાં આજ સાચો, જણાવીને પ્યાર.
કહો દિલ્લીશાહ તણી, કેવી પ્રીત, કહો ત્યાંના દરબારની, કેવી રીત.
નથી એવું રાજ, બહુ જેનું પૂર, નમી તારા પિતાએ, દીધી જરૂર.
નહીં ઓછું લગાડવું, એની કાંઈ, જેપુર આદી મોટાએ જોડી સગાઈ.
અરે એક પુત્રિ, અને બીજી ગાય, જહાં દોરી આપે,તહાં તેતો જાય.
તમારો વિયોગ, કરે મુંને કેર, અરે પુત્રિ ગઈ, જ્યારથી દિલ્લી શેહેર.

કેશરબા— (રાગ ઉપરનો.)

અરે માતુ થાશો, નહીં દિલગીર, મજેમાં સદા ત્યાંની, રીતી અમીર.
મોટા દિલ્લીશાહ જે, મારા ખાવિંદ,સદા મારા પ્યારા, એ મારે આધિન.
આખો ભર્તખંડ, જેની સલ્તનત, હુરેમ છું હું એની, મોટું જેનું તખ્ત.
મારૂં દીલ નહીં એથી, જૂદું જરા, સદા પ્યાર મારામાં, એનો હરા.
માનું માત તારો, સદા એહેશાન, દિલ્લીશાહને દીધી એ જુગમાં નિશાન.

માતુ મારા ખાવિંદ તમામ ભર્તખંડના બાદશાહ છે. એના જનાનામાં કોઈ વાતનો કમીનો નથી. હું સદા ખુશી અને એશ આરામમાં રહું છું.

**કૌમારદેવી**—ત્યારે મારા દિલને આનંદ! હવે વિમળાને કયાંય સારૂં ઠેકાણું મળી જાય તો, પછી મારા મનને પુરી નિરાંત!

**નેપથ્યમાં**—નિગાહ રખો મેહેરબાન; મારૂપતિ રાઠોડરાજ મહારાજકી સવારી આતી હે.

**કૌમારદેવી**—પુત્રિ! તમારા બાપુ પધાર્યા!

**જશવંતસિંહ**—(પ્રવેશ કરીને) બેન! ખુશી મજામાં છો?

**કેશરબા**—બાપુ! કદમમાં કુરનસ બજાવુંછું.

**જશ૦**—પુત્રિ! સદા ખુશીમાં રહો. શાહે કંઈ ખબર કહ્યાછે?

**કેશરબા**—બાપુના પ્રતાપથી એ સદા ખેરખુશાલીમાં છે.

**જશ૦**—પુત્રિ! ઔરંગઝેબનો આજકાલ હિંદુપર બહુ જુલમછે!

**કેશરબા**—બાપુ! મારા ખાવિંદનાં તકદીર બહુ મોટાં છે. તેથી કરી એના મોઢાપર એક પણ શુકન કહેવાની કોઇની તાકાદ નથી!

**જશવંતસિંહ**—મેં સાંભળ્યુંછે કે, હવે તો હિંદુઓ ઉપર શાહ ઘણા નવા નવા કર નાંખેછે. તેમ ઉદેપૂરના રાણા રાજસિંહની સાથે

પણ બહુજ તકરાર ચાલેછે. સઘળા રજપૂત એકત્ર થઈ શાહની વિરૂદ્ધ થઈ ગયા છે. એક અમે અળગા રહ્યા છીએ.

કેશરબા—બાપુ! એ સઘળાને મારી જેર કરશે, એની ધર્મ જનુન અને સખ્ત મિજાજની આગળ કોણ ટક્કર લઈ શકશે?

જશવંતસિંહ—પુત્રિ! ત્યારે આવી રીતે રજપૂતોપર જૂલમ ગુજારેછે; એને માટે તમે કાંઈ કહેતાં નથી?

કેશરબા—હું શું કહું! સઘળા રજપૂતને પોતાની જાતનું ગુમાન બહુ રહેછે. તેથી કરી મારા ખાવિંદ કડ્ડા રહેછે. તો એ લોકો અભિમાન છોડી દઈ, મારા ખાવિંદની મરજીને તાબે થાય, તો જુલમમાંથી બચે. નહીં તો શિક્ષાને લાયકજ છે.

જશવંતસિંહ—(કેશરબાનું આવું બોલવું સાંભળી મનમાં ખેદ પામેછે. અને તેથી ઉઠવાનું કરેછે.) પુત્રિ હવે એક બે માસ મઝાથી આંહીં રહેજો. કોઈ રીતે મુંઝાશો નહીં. જે જોઇએ તે મંગાવવું તેમ મેં પણ સઘળો બંદોબસ્ત કરાવ્યો છે; એટલે કોઈ રીતે હરકત નહીં આવે.

કેશરબા—આપને અને મારી માને મળવાની ઘણા રોજથયાં ઉમેદવારી હતી, એટલામાં બહુ તાકીદીનો તમારા તરફથી પત્રપણ આવ્યો તેથી જલદીથી—

જશવંતસિંહ—હા! તમારી માએ એક કાગળ તો લખ્યો હતો.

કેમારદેવી—પાછળનો કાગળ તો તમારા તરફથી ગયો હશે?

જશવંતસિંહ—હા, હા, ત્યારે મારા તરફથી ગયો હશે! પુત્રિ તમને મળવાની અમને પણ ઘણા દિવસ થયાં ઇંતેજારી હતી. માટે તમે આવ્યાં એ બહુ સારૂં કર્યું. હવે હું રજા લઉંછું.

કેશરબા—પધારો બાપુ! (તેના ગયાપછી) મા, એક ઘણીજ તાજુબીની વાતછે!

કેમારદેવી—શું છે, પુત્રિ?

કેશરબા—          ગજલ.

(જફાવો સીતમકું) એ રાહ.

માતુ મુંને મળવા, ગયાં આવી સહુ, મારી બેન ન આવી, સબબછે રે શું?

લખ્યુંતું તમે, એ કરે નિત્ય યાદ, કેમ વિમળા નહીં આવી, શુંછે ફિર્યાદ.
બહુ વર્ષે હું આવી, છું આણે ઠામ, કેમ મળવું ભૂલી, એ વિમળા તમામ.

**કોમારદેવી—** ગીતી.

શુણ પુત્રિ કેશરબા, વિમળા સદાય કરતી શિવ સેવા;
સ્નાન ધ્યાન ને પૂજા, કર્મો કરતાં ગમતાં શુભ એવાં.
તે માટે હજુ નાવી, તોપણ નિશ્ચે આવે તુજ પાસે;
મોટી બેનને મળવા, નહીં કેમ આવે અંતર આશે.

કેશરબા, વિમળા સદા પાઠ પૂજા કર્યા કરેછે, અને પોતાના ધર્મ ધ્યાનમાં બહુ આરૂઢ રહેછે. તેથી આવી શકી નહીં હોય!

**કેશરબા**—મેં એને બે વખત ખબર મોકલ્યાછે! હાલછે તોઆંહીનાં?

**કોમારદેવી**—હા થોડું આંહી ને વળી થોડો વખત રૂપનગઢ જાયછે, બાપના ગામની પ્રીતી તો હોયજ ના! હવે હું જઈ તેને તમારી પાસે મોકલુંછું.

**કેશરબા**—બહુ સારૂં. જાઓ! અને તાકીદથી વિમળાને મોકલજો. એને મળવાને મારૂં દિલ ઘણુંજ તલપી રહ્યું છે!

**કોમારદેવી**—હમણાંજ મોકલીશ. (જાયછે.)

**કનીઝક**—તુમારી અમાકાબી પ્યાર તુમારેપર બહોત હે. ઓર લાયક હે.

**કેશરબા**—હાં સચ્ચી બાત હે!

**પુરંધરી**—( પ્રવેશ કરીને. ) કેશરબા! ખુશીમાં છો?

**કેશરબા**—કેમ પુરંધરી, તું પણ હજુ આંહીજછો!

**પુરંધરી**—જી, હા! હું દશ વર્ષની હતી, ત્યારે આપ દિલ્લી પધાર્યાંછો, તે વખતથી હું રૂપનગઢમાં પ્રધાનજીને ઘેર રહુંછું. અને એમનાં પુત્રિ કાંત્તાની સેવામાં રહુંછું.

**કેશરબા**—કાંન્તાતો વિમળાની સખી છે, ત્યારે તો તું પણ કાંન્તા સાથે વિમળા પાસે જતી હઈશ?

**પુરંધરી**—હા! આખો દિવસ ત્યાંજ રહુંછું.

**કેશરબા**—ત્યારે વિમળા અત્યાર સુધી મુને મળવા કેમ નથી આવી? તેનું કારણ કાંઈ તારા જાણવામાં છે? હોયતો બોલ!

**પુરંધરી**—એના ખબર હું કોઇને દેતી નથી. કેમકે એનો મીજાજ ઓર તરેહનો છે.

**કેશરબા**—કાંઈ ફિકર નહિ, બોલી દે; મારી આગળ એનો મીજાજ હોય નહિ.

**પુરંધરી**—બાઇ વાત કરૂંતો મારૂં નખ્ખોદ કાઢી નાંખે!

**કેશરબા**—ખરૂં બોલી દે? શું છે! તુંને કાંઇપણ ઇજા આવવા નહિ દઉં. અને કદી કંઇ થશેતો મારી સાથે દિલ્હી તેડી જઇશ. પછી શી હરકત છે?

**પુરંધરી**—બહુ સારૂં! ત્યારે સાંભળો. એક દિવસ આપને બોલાવવાને વાસ્તે માસાહેબે વિમળાના પાસે વાત કરી, ત્યારે તેણે કહ્યું કે એને આંહિ બોલાવશો નહિ. કેમકે એ મુસલમાન તુરકના ઘરમાં ગયાં. તો હવે એની સાથે આપણે શું સંબંધ રહ્યો! વળી એ વટલ્યાં, તો હવે આપણે આંહિ જમવા કરવામાં પણ કેટલીકહરકત આવશે. માટે તે ન આવે એજ સારૂં છે. હવે એનું મોઢું પણ જોવું આપણે યોગ્ય નથી.

**કેશરબા**—(સક્રોધ ને આશ્ચર્ય થતી.) શું! આ વાત તુ ખરી કહે છે? એમ બોલ નહિ! ત્યારે પછી મારી માએ શું જવાબ આપ્યો?

**પુરંધરી**—તમારી માતાતો એ સાંભળીને ઘણાં ગુસ્સે થયાં, અને કહ્યું કે મુસલમાનને ત્યાં આપ્યાં, તેમાં એનો શું દોષ છે? આવું કાંઇ દિવસ બોલીશ નહિ.

**કેશરબા**—મુંને આ વાત ખરી હોય એમ લાગતું નથી!

**પુરંધરી**—કેશરબા! તમારી સોગન! મરજી હોયતો એને તમારી સાથે ખાનાને બોલાવો, ત્યારે ખરા ખોટાની ખબર પડશે. કેશરબા! મહેરબાની કરીને મારૂં નામ એની આગળ દેશો નહીં. નહિતર હું નાહક મારી જઇશ.

**કેશરબા**—તું ફિકર રાખમાં.

**બિરસદ**—(પ્રવેશ કરીને ઉભી રહેછે.)

**કેશરબા**—કયું! બિરસદ બિમલાને ક્યા કહા?

**બિરસદ**—મુઝતો મુલાકાત ભી નહિ હુઈ, ઓર એક બાંદીને

આકર કહા કે, કેશરબાકું બોલનાં કે કલરોજ તુમારી બેન બિમલા તુમકું મિલનેકું આયંગે.

**પુરંધરી**—કેમ! કેશરબા! સાચું કે ખોટું! આજ નહિ આવ્યાં ને કાલની વાત કરી. એને મળવાની બિલકૂલ મરજીજ છે નહિ.

**કેશરબા**—ફિકર નહિં! વિમળાની પાસે હું જાતથી જઇને મળીશ. એમાં શી હરકત છે. એ પણ મારી નાની બેન છેના!

**કનીઝક**—હાં! ઉસ્મે કયા હરકત હે! આપકું એસાઈ રખનાં ચઇએ.

**કેશરબા**—કનીઝક! તબ ચલ, જાકર ઉસ્કા દિલ કેસા હે, વો જાનલેવે.

**કનીઝક**—ચલો.

**પુરંધરી**—હવે હું પણ રજા લઉંછું.

**કેશરબા**—બહુ સારૂં.

( સૌ જાયછે. )

---

# પ્રવેશ ૮ મો.

સ્થળ—જોધપુરમાં વિમળદેવીના મેહેલમાં સ્તુતિગ્રહ.

**પાત્ર—વિમળદેવી, કાન્તા, કેશરબા, કનીઝક, જયા, વિજયા.**

**વિમળદેવી**—( શિવની પૂજા કર્યાપછી સ્તુતિ કરેછે. )

**દીંડી.**

શુણો શિવજી, કરૂં હું વિનતિ આ ઉચારી;
નિષદિન રહો તવ ધ્યાન મુંને સુખકારી;
ક્ષત્રિ નીતિ રીતી, નવ તજું ત્રિપુરારી. શુણો.
સીતાનું, સતીત્વ, આપજો મારે અંગે,
હામ આપજો હર, જે વિકટ દુઃખ પ્રસંગે;
ક્ષત્રીની તનુજા ભજતી એક ઉમંગે. શુણો.
શરીર પડે કદીપણ, ક્ષત્રિ ટેક ન ત્યાગું,
શિયળ સાચવીને, તવ ધ્યાન વિષે શિવ લાગું;
શુદ્ધ ભક્તિ મુખથી, હું તમારી માગું. શુણો.

**કાન્તા**—( પ્રવેશ કરીને ) ધન્ય છે. સખી વિમળા ! એવો સદ્ગુણ પ્રાપ્ત થવાને માટે હમેશાં શિવ આરાધના કરવી. હુંપણ એજ આકાંક્ષાથી વિભુ આરાધન કરૂંછું.

**વિમળા**—બેન કાન્તા ! આજતો વેહેલી આવી, બેશ,સાંભળ!

**રાગ ભોપાલી કલ્યાણ.**

ગિરીજાપતિ આ, વિનતિ હમારી; ટેક.
ચરનકમલમાં મમ ચિત્ત લાગો; ધુર્જટી ત્રિપુરારી. ગિરીજા૦
ચંદ્રમૌલી શિવ મુક્તિ દાતા; સ્તુતિ સદા કરૂં પ્યારી. ગિરીજા૦
ક્ષત્રી બાળાનો અંકુર મુજ હૃદયે; દ્રઢ કરો વિષ કંઠધારી. ગિરીજા૦

**નેપથ્યમાં**—નિગાહ રખીએ !

**વીમળાદેવી**—સખી ! કોણ આવેછે, જોતો ખરી !

**વિજયા**—(પ્રવેશ કરીને) વિમળબા આપનાં મોટાં બેન કેશરબા આપને મળવા પધારેછે.

**વિમળાદેવી**—કેવા સમયમાં એનું આવવું થયું. હવે શું થાય ! ઠીક ત્યારે બિછાત લાવીને (જગ્યા બતાવીને) ત્યાં નાંખી રાખ.

**વિજયા**—બહુ સારૂં, ત્યાં નાંખુંછું. (લાવીને નાંખેછે.)

**કેશરબા**—(પ્રવેશ કરીને) કેમ વિમળા ! છોતો ખુશીમાં બેન ! (મળવા જાયછે.)

**વિમળાદેવી**—(નહીં મળતાં એકદમ) બેન ! ત્યાં બિરાજો, મહાદેવજીની કૃપાથી હું આનંદમાં છું.

**કેશરબા**—(બિછાત ઉપર બેઠા પછી સ્વગત) આટલે દુર બેસાડી ! અને મળી પણ નહીં. સિદ્ધાઈ બહુ રાખેછે. ઘરમાં એક આ પાક થઈ ગઈ ! (પ્રકાશ) વિમળા ! મેં તારી ઘણી રાહ જોઈ, પરંતુ તુંતો મળવા આવીજ નહિ. પણ મારૂં દિલ તો તને મળવાને ઘણું તલપી રહ્યું હતું; તેથી હુંજ આવી. દાસીને બે વખત તને બોલાવા મોકલી; પણ તેંતો જવાબજ આપ્યો નહિ,તેનું શુંકારણ હતું?

**વિમળાદેવી**—બેન ! હું શિવપુજનમાં હતી; તેથી તમારી પાસે આવી શકી નહિ. માટે ક્ષમા કરશો.

**કેશરબા**—આ શું ઢોંગ લગાવીને બેઠી છો ?

